જૈન મતાનુયાયીઓ માટે

# સફળ ઘડી

શાહ પારચંદ લાલચંદ
રે. આટકોટ હાલ ધુળીયા

શ્રી જૈન ધર્મો જયતિ    મણકો ૨ જો

# સફળ ઘડી

## જૈન મતાનુયાગીઓ માટે

આ પોથીનો યત્નાપુર્વક ઉપયોગ કરવો.

ઢુંઢત ઢુંઢત લિયે સબ, વેદ પુરાણ કીતબ મેં જોઈ;
જૈસો મહીમે માખન ઢુંઢત, એસો દયામેં ધર્મજ હોઈ;
ઢુંઢત હૈ તબહી ચીજ પાવત, બીન ઢુંઢે નહી પાવત કોઈ;
એસો દયામેં ધર્મ ઢુંઢો, જીવ દયા બીન ધર્મ ન સોઈ.

: સંશોધન કરિ છપાવી પ્રસિદ્ધ કર્તા :

શાહ વીરચંદ લાલચંદ રે. આટકોટ હાલ ધુળીઆ.

સંવત ૧૯૮૫    પ્રત ૫૦૦

મૂલ્ય:-સદ ઉપયોગ



ઉમરેઠ ભટવાડી પોળને નાકે આવેલા સરસ્વતી પ્રિન્ટીંગ પ્રેસમાં રતીલાલ બાળકૃષ્ણ ત્રિવેદીએ છાપી અને વીરચંદ લાલચંદ શાહે રે. આટકોટ હાલ ધુળીયામાંથી પ્રગટ કરી.



# સફળ ઘડી

ભાઇ અમૃતલાલ લાલચંદના ધર્મપત્નિ મર્હુમ કસુબા ઉર્ફે જેકુંવરના પુન્યાર્થે પ્રત પાંચસો ગુજરાતી તથા પ્રત પાંચસો ભાષા ગુજરાતી લીપી બાળબોધમાં છપાવી પ્રસિદ્ધ કરી સદ્ ઉપયોગ માટે ભેટ.

વીરચંદ લાલચંદ શાહ

# આભાર

શ્રી પંચ મહાવ્રતના પાલનહાર, પાંચ સુમતિ એ સુમતા, ત્રણ ગુપ્તિએ ગુપ્તા, છ કાયના પીયર, છ કાયના નાથ, સાત ભયના ટાળણહાર, આઠ મદના ગાળણહાર, નવ વાડ વિશુદ્ધ બ્રહ્મચર્યના પાલણહાર, દશ વિધ જતિ ધર્મના અજવાલીક, બાર ભેદ તપસ્યાના કરણહાર, સત્તર ભેદે સંજમના ધરણહાર, બાવીશ પરીસહના જીતણહાર સતાવીશ સાધુજીના ગુણે કરી સહીત, બેતાલીશ સડતાલીસ તથા છન્નુ દોષ રહિત આહાર પાણીના લેહેણહાર, બાવન અનાચારણના ટાળણહાર, સચેતના ત્યાગી, અચેતના ભોગી, કંચન કામનીના ત્યાગી, માયા મમતાના ત્યાગી, સમતાના સાગર, દયાના આગર, આદિ અનેક ગુણે કરી બિરાજમાન બાલ બ્રહ્મચારી મહામુની શ્રી ૧૦૮ મુની **અમોલખ** ઋષીજી મહારાજને તિખુતો, આયાહિણં, પયાહિણં, વંદામિ, નમંસામિ, સક્કારેમિ, સમ્માણેમિ, કલ્લાણં, મંગળં, દેવયં, ચેઇયં, પજ્જુવાસ્સામિ.

પૂજ્ય મહારાજશ્રીએ પોતાના અમુલ્ય વખતનો ભોગ આપી આ પોથી તપાસી શુદ્ધ કરી આપી છે તે ખાતર તેઓશ્રીનો આભારી છું.

તેમજ જુદા જુદા પુસ્તકોનો આધાર લઇ આ પોથી તૈયાર કરી છે તેથી તે સર્વે પુસ્તકકારનો આભાર માનું છું.

દાસાનુદાસ
**વીરચંદ લાલચંદ શાહ.**



# સુચી

श्री जिनेन्द्राय नमः

# સફળ ઘડી

## સ્તુતિ

માને પરંપુરૂષ સર્વ મુનિ તમોને,
ને અંધકાર સમીપે રવિ શુદ્ધ જાણે;
પામી તને ભલી રીતે જન મૃત્યુ જીતે,
છેના બીજો મુનીશ ! મોક્ષ તણોજ પંથ.

---

અર્હંતો ભગવંત ઇંદ્ર મહિતા, સિદ્ધાશ્ચ સિદ્ધિ સ્થિતા;
આચાર્યાજિન શાશનોન્નતિ કરા, પૂજ્યા ઉપાધ્યાયકા;
શ્રી સિદ્ધાંત સુપાઠકા મુનીવરા, રત્નત્રયા રાધકા;
પંચૈતે પરમેષ્ટીનઃ પ્રતિદિનં, કુર્વન્તુ વો મંગલમ્.

---

## અમૃતબિન્દુ ૧ લું

### શ્રી નવકાર કે પંચ પરમેષ્ઠિ મંત્ર મહાત્મ.

#### ૧ શ્રી નવકાર મંત્ર.

૧ નમો અરિહંતાણં. ૨ નમો સિદ્ધાણં. ૩

નમો આયરિયાણું. ૪ નમો ઉવઝ્ઝાયાણું. ૫ નમો લોએ સવ્વસાહુણું.

આ પવિત્ર વાકયોને નિર્ગ્રંથ પ્રવચનમાં નવકાર મંત્ર કે પંચ પરમેષ્ટિ મંત્ર કહે છે.

અર્હંત ભગવાનના બાર ગુણ, સિદ્ધ ભગવાનના આઠ ગુણ, આચાર્યજીના છત્રીશ ગુણ, ઉપાધ્યાયજીના પચવીસ ગુણ અને સાધુજીના સત્તાવીસ ગુણ; મળીને એકસો આઠ ગુણ થયા. અંગુઠા વિના બાકીના ચાર આંગળીઓના બાર ટેરવા થાય છે; અને એથી એ ગુણોનું ચિંતવન કરવાની યોજના હોવાથી બારને નવે ગુણતાં એકસો આઠ થાય છે, એટલે "નવકાર" કહેવામાં એવું સુચવન રહ્યું જણાય છે કે હે ભવ્ય! તારાંએ આંગળીના ટેરવાથી એ નવકાર મંત્ર નવ વાર ગણ!

અરિહંત, સિધ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સર્વ સાધુ; એ પાંચ ઇષ્ટિતાર્થ સાધનમાં પરમ સહાયક હોવાથી "પરમેષ્ટી" કહેવાય છે, અને એ પાંચો નમસ્કાર કરવાને યોગ્ય હોવાથી એ "નવકાર" મંત્ર કહેવાય છે.

અર્હંત ભગવાન, સિદ્ધ ભગવાન, આચાર્યજી, ઉપાધ્યાયજી, અને સાધુજી એ ઓનો અકેકો પ્રથમ અક્ષર લેતાં "અ સિ આ ઉ સા" એવું મહદ્ભુત વાકય નીકળે છે. જેનું "ૐ" એવું યોગ બિન્દુનું સ્વરૂપ થાય છે.

મનની નિગ્રહતા અર્થે સર્વોત્તમ જગત્ ભુષણના સત્ય ગુણનું ચિંતવન કરવું જરૂરનું છે; વળી એ ચિંતવનથી અર્હંત, સિદ્ધ, આચાર્ય, ઉપાધ્યાય અને સાધુ પુજવા યોગ્ય સાથી થયા એનો વિવેકથી વિચાર કરતાં એઓના સ્વરૂપ, ગુણ આદિનો વિચાર કરવો પડે છે; એ વિચારથી આત્મા સરલ થાય છે અને એ ગુણોને પામે છે. માટે આત્માર્થીએ આ મંત્રનો અવસ્ય વિમળ ભાવથી જાપ કરવો.

## ૨ શ્રી નવકાર કે પંચપરમેષ્ટિના સ્વરૂપનું વર્ણન.

ૐકાર બિન્દુ સંયુક્તં, નિત્ય ધ્યાયંતિ યોગિનઃ
કામદં મોક્ષદં ચૈવ, ૐકારાય નમો નમઃ

### પદ ૧ લું નમો અરિહંતાણં.

'અરિ' એટલે રાગાદિક વૈરી, 'હંતાણં' કેતાં

હણુનાર. જેણે રાગાદિ શત્રુઓને હણ્યા છે એવા બાર ગુણે કરી સહિત, ચોત્રીશ અતિશય વંત, એવા શ્રી વિતરાગ અરિહંત દેવ, તે પ્રત્યે નમો કેતાં નમસ્કાર થાઓ.

નમો અરિહંતાણુંના ત્રણ જુદા જુદા પાઠ છે તેનાં નામઃ-૧ નમો અરિહંતાણું ૨ નમો અર્હંતાણું ૩ નમો અરૂહંતાણું. તેની વીગતઃ—

૧ નમો અરિહંતાણું એટલે નમો અર્હદ્ભ્યઃ એનો અર્થ ઉપર કર્યો છે.

૨ નમો અર્હંતાણું એટલે નમો અર્હમ્દયઃ અર્થઃ-

અરહંત વંદણુ નમં સણાઇ, અરિહંતિ પુઅસક્કારં !
સિદ્ધિ ગમણુંચ અરહા અરહંતા તેણુ વુચ્ચંતિ. ! !

જેઓ વંદણુ નમસ્કારાદિને યોગ્ય છે. જેમને પર્યુપાસના સત્કાર કરવા ઘટે છે, અને જેઓ સિદ્ધિ ગતિ પામવાને યોગ્ય છે; તે માટે તેમને અર્હંત કહે છે.

જેમ વાદળાં સુર્યમંડળને ઢાંકે છે, તેમ કર્મ રૂપી રજ આત્માના જ્ઞાનાદિક અનંત ગુણોને ઢાંકી દે છે; એવા ચાર ઘાતી કર્મ રૂપ રજને હણવા થકી 'અર્હંત' કહેવાય છે. તથા રહસ્યા ભાવાત્ અરહંત એટલે કેવળ

જ્ઞાન અને કેવળ દર્શન વડે કરીને રહસ્યનો અભાવ છે; એટલે જેનાથી કાંઇ છાનું નથી માટે 'અર્હંત' કહેવાય.

પ્રકૃતિ રાગાદિ હેતુરૂપ એવા મનોજ્ઞ અને અમનોજ્ઞ વિષયો તેના સંસર્ગ થકી પણ જે પોતાનો સ્વભાવ છાંડતા નથી તેવા છે; તેથી 'અર્હંત' કહેવાય છે.

એવા શ્રી અર્હંત ભગવાનને નમસ્કાર થાઓ.

૩ નમો અરૂહંતાણં એટલે નમો અરૂહ્દયઃ

કર્મરૂપ બીજ નાશ થવાથી જેમને સંસારમાં ('અ' એટલે નથી અને 'રૂહંત' એટલે ઉપજવું) ફરી અવતરવું નથી તેમને 'અરૂહંત' કહેવાય છે. એવા શ્રી અરૂહંત ભગવાનને નમસ્કાર થાઓ.

**પદ ૨ જું નમો સિદ્ધાણં=નમઃ સિદ્ધેભ્યઃ**

'સિત' એટલે ચીરંકાળનો બાંધેલો આઠ કર્મરૂપ લાકડાનો ભારો, તેને જાજ્વલ્યમાન શુકલ ધ્યાનરૂપ અગ્નિવડે જેણે 'ધ્માંત્' કેતાં ધમ્યો છે, બાળ્યો છે, ભસ્મ કીધો છે તેને નિરૂકતે 'સિધ્ધ' કહેવાય છે. એવા સર્વ સિદ્ધને નમો કેતાં નમસ્કાર હોજો.

'ષિધુ' ધાતુ ગત્યર્થવાચક છે એથી અપુનરાવૃત્તિએ એટલે પાછુ ન અવાય એવી રીતે મોક્ષ પ્રત્યે ગયા તે 'સિધ્ધ' કહેવાય. અથવા શાસન પ્રવર્તનાર થઇને માંગલ્યપણા પ્રત્યે સિધ્ધરૂપ અનુભવ્યું, તેથી 'સિધ્ધ' કહેવાય. અથવા શિક્ષા કરનાર શાસ્ત્રકથક થયા, તેથી 'સિદ્ધ' કહેવાય. અથવા કદી નહિં બદલાય તેવી અનંત સ્થીતિને પામવાથી 'સિદ્ધ' કહેવાય. અથવા જેમનાથી ભવ્ય જીવોને ગુણોનો સમુહ પ્રાપ્ત થાય છે, માટે 'સિદ્ધ' કહેવાય.

**પદ ૩ જું નમો આયરિયાણં=નમઃ આચાર્યેભ્યઃ**

'આ' એટલે મર્યાદાએ કરી, વિનયે કરી 'ચર્યંત્' એટલે સેવાય છે; અર્થાત જીન શાસનના અર્થના ઉપદેશક છે; અને તેથી તે ઉપદેશ સાંભળવાની ઈચ્છા કરનારા જીવો જેમને સેવે છે; તેમને 'આચાર્ય કહીએ. તેવા આચાર્યને નમો કેતાં નમસ્કાર થાઓ.

'આ' એટલે મર્યાદાએ કરી, 'ચાર' એટલે વિહાર; તે પાંચ પ્રકારના આચાર પાળવામાં પોતે કુશળ છે, તથા બીજાને આચાર પાળવાનો ઉપદેશ

કરે છે તેથી, તથા બીજા સાધુ પ્રમુખને તે આચાર દેખાડે છે તેથી, 'આચાર્ય' કહેવાય છે.

### પદ ૪ થું નમો ઉવજ્ઝાયાણું=નમઃ ઉપાધ્યાયેભ્યઃ

'ઉપ' એટલે પાસે આવ્યા જે સાધુપ્રમુખ, તેમને 'અધ્યાય' કેતાં સિદ્ધાંતનું અધ્યયન કરાવે; તથા 'ઉપાધીય' એટલે જેમની પાસે આવી ભણાય તેમને 'ઉપાધ્યાય' કહેવાય; તે પ્રત્યે નમઃ કેતાં નમસ્કાર થાઓ.

'ઉ' અક્ષર તે ઉપયોગ અર્થે છે અને 'વ' એ પાપનું સર્વ પ્રકારે વર્જવું તેને અર્થે છે, અને 'ઝા' તે ધ્યાન કરવાને અર્થે છે, અને 'ઉ' અક્ષર તે કર્મ થકી પાછા હઠવાને અર્થે છે. એ રીતે ચાર અક્ષર મળવાથી 'ઉવઝાઉ' એટલે ઉપાધ્યાય એવો શબ્દ થાય છે.

### પદ ૫ મું નમો લોએ સવ્વસાહુણં=નમઃ લોકે સર્વસાધુભ્યઃ

આ લોકમાં સર્વ સાધુ ભગવાનને નમસ્કાર થાઓ. જે જ્ઞાનાદિકે કરી મોક્ષને સાધે, અથવા સર્વ

પ્રાણી પર સમપણુ રાખે, શત્રુ અને મિત્રને સમાન ગણે, તેને સાધુ કહીએ. વળી સાધુ મોક્ષમાર્ગ સાધક, તથા સાધવામાં સહાયક હોવાથી ઉપકારી છે, તેમને નમઃ કેતાં નમસ્કાર થાઓ.

## ૩ શ્રી નવકાર કે પંચપરમેષ્ટિ મંત્રના ૧૦૮ ગુણ.

છપ્પો.

બાર ગુણ અરિહંત દેવ પ્રણમી જે ભાવે,
સિદ્ધ ગુણ આઠ દુઃખ દારિદ્રજ જાવે;
આચાર્ય ગુણો છત્રીશ પચીશ ગણુ જો ઉવઝાયે,
સાધુ ગુણ સતાવીશ જપંતા બહુ સુખ થાયે;
એમ અષ્ટોતરસોં ગુણ મળી સમરો શ્રીનવકારજી !
ધીર વિમળ પંડિતતણો નિત્ય પ્રણમે નયસારજી.

## શ્રી અરિહંત ભગવાનના બાર ગુણ.

૧ અસોક વૃક્ષ ૨ સ્ફટિક સિંહાસન ૩ ત્રણ છત્ર ૪ શ્વેતચમર ૫ મહેન્દ્રધ્વજા ૬ પ્રભામંડળ ૭ આકાશમાં ચક્ર ૮ દેવ દુદુંભી ૯ રક્ત માંસ દુધથી પણ ઉજળા ૧૦ સુગંધી શ્વાસોશ્વાસ ૧૧ આહાર નિહાર અદ્રષ્ય ૧૨ રોગ રહીત શરીર.

## બીજે પ્રકારે

૧ અનંત જ્ઞાન ૨ અનંત દર્શન ૩ અનંત ચારિત્ર ૪ અનંત તપ ૫ અનંત બળ ( વીર્ય ) ૬ અનંતક્ષાયિક સમ્યકત્વ ૭ વજ્ર રૂષભ નારાચ સંઘેણુ ૮ સમચૌરસ સંસ્થાન ૯ ચોત્રીશ અતિશય ૧૦ પાંત્રીશ વાણી ગુણુ ૧૧. ૧૦૦૮ ઉત્તમ લક્ષણુ ૧૨ ચોસઠ ઇન્દ્રના પુજનીક.

## શ્રી સિદ્ધ ભગવાનના આઠ ગુણુ.

૧ અનંત જ્ઞાન ૨ અનંત દર્શન ૩ અનંત અવ્યા બાધ સુખ ૪ અનંત ક્ષાયિક સમ્યકત્વ ૫ અક્ષય સ્થિતિ ૬ અરૂપ ૭ અગુરૂ લઘુ ૮ અનંત વીર્ય (અનંત બળ).

## શ્રી આચાર્યજીના છત્રીશ ગુણુ.

### ૫ પાંચ ઇન્દ્રિયોના ૨૪૦ વિકાર રોકવાના.

૧ શ્રોતેન્દ્રિયના બાર વિકારને રોકનાર.

૨ ચક્ષુ ઇન્દ્રિયના સાઠ વિકારને રોકનાર.

૩ ઘ્રાણેન્દ્રિયના બાર વિકારને રોકનાર.

૪ રસેન્દ્રિયના સાઠ વિકારને રોકનાર.

૫ સ્પર્ષેન્દ્રિયના છનુ વિકારને રોકનાર.

**૯ નવ પ્રકારની બ્રહ્મચર્યની ગુપ્તિને ધારણ કરનાર હોય તે ગુપ્તિ.**

૧ વસ્તીઃ-સ્ત્રી પુરૂષ નપુંશક રહિત ઠેકાણામાં રહેવું.
૨ કથાઃ-સ્ત્રી સાથે એકાંતમાં વાત કરવી નહીં.
૩ આસનઃ-સ્ત્રીને આસને બેસવું નહીં.
૪ ઇન્દ્રિય નિક્ષનઃ-સ્ત્રીયોનાં અંગોપાંગ નીરખવા નહીં.
૫ કુડ્યાંતરઃ-સ્ત્રી રહેતી હોય ત્યાં ભીંતને અંતરે રહેવું નહીં.
૬ પૂર્વક્રિડાઃ-પૂર્વની ક્રિડા સંભાળવી નહીં.
૭ પ્રણીતઃ-પુષ્કળ ઘી સહિત સરસ આહાર જમવો નહીં.
૮ અતિમાત્રાહારઃ-અતિ આહાર કરવો નહીં.
૯ વિભુષણઃ-ચુવા ચંદન આદિ વિલેપન કરી શરીર સોભાવવું નહીં.

**૪ કષાયથી મુકાયલા હોયઃ—**

૧ ક્રોધનો નિગ્રહ ૨ માનનો નિગ્રહ ૩ માયાનો નિગ્રહ ૪ લોભનો નિગ્રહ.

**૫ પાંચ મહાવ્રતે કરી સહિત હોયઃ—**

૧ સર્વથા પ્રાણાતિપાત વિરમણ વ્રત ૨ સર્વથા મુષાવાદ વિર૦ વ્ર૦ ૩ સર્વથા અદત્તાદાન વિર૦ વ્ર૦ ૪ સર્વથા મૈથુન વિર૦ વ્ર૦ ૫ સર્વથા પરિગ્રહ વિર૦ વ્ર૦

**૫ પાંચ આચાર સહિત હોયઃ—**

૧ જ્ઞાનાચાર ૨ દર્શનાચાર ૩ ચારિત્રાચાર ૪ તપાચાર ૫ વીર્યાચાર

**૫ પાંચ સમિતિ સહિત હોયઃ—**

૧ ઈર્યા ૨ ભાષા ૩ એષણા ૪ આદાન ભાંડ નિક્ષેપણા ૫ પારિસ્થાપનિકા.

**૩ ત્રણ ગુપ્તિ સહીત વર્તનાર હોયઃ—**

૧ મન ૨ વચન ૩ કાયા.

---

૩૬

## શ્રી ઉપાધ્યાયજીના પચવીશ ગુણ.

( ૧૧ અંગ ) ૧ આચારાંગ. ૨ સૂયગડાંગ ૩ ઠાણાંગ ૪ સમવાયાંગ ૫ વિવહાપ્રજ્ઞપ્તિ ( ભગવતી ) ૬ જ્ઞાતા ધર્મકથાંગ ૭ ઉપાસક દશાંગ ૮ અંતગડ દશાંગ ૯ અનુતરો વવાઇ દશાંગ ૧૦ પ્રશ્ન વ્યાકરણ ૧૧ વિપાક

( ૧૨ ઉપાંગ ) ૧ ઉવવાઇ ૨ રાય પસેણી ૩ જીવા ભિગમ ૪ પન્નવણા ૫ જંબુદ્વીપ પન્નંતિ ૬ ચંદ્રપન્નંતિ ૭ સૂર્ય પન્નંતિ ૮ નિરિયા વલિકાજી ૯ કપ્પ વડિંસયા ૧૦ પુપ્ફિયા ૧૧ પુપ્ફચોલિયા ૧૨ વન્હિદસા એ અગીયાર અંગ બાર ઉપાંગ પોતે ભણે અને બીજાને ભણાવે એ ત્રેવીસ થયા.

૨૪ ચરણ સિતરી પાળે૨૫ કરણ સિતરી પાળે (ચરણ સિતરીના ૭૦ ગુણ:-૫ મહાવ્રત ૧૦ યતિધર્મ ૧૭ સંયમ ૧૦ વૈયા વચ્ચ ૯ વાડ બ્રહ્મચર્ય ૧૨ તપ ૩ જ્ઞાનાદિ ત્રિરત્ન ૪ કષાયનો નિગ્રહ.)

(કરણ સિતરીના ૭૦ ગુણ:-૪ પિન્ડ વિશુદ્ધિ ૫ સમિતિ ૧૨ ભાવના ૫ ઇન્દ્રિય નિગ્રહ ૨૫ પ્રતિ. લેખણા ૩ ગુપ્તિ ૪ અવિગ્રહ ૧૨ ભિક્ષુપ્રતિમા)

## શ્રી સાધુજીના સતાવીશ ગુણ.

### ૬ છ પ્રકારના વિરમણ પાળે:-

૧ પ્રાણાતિપાત વિ૦ ૨ મૃષાવાદ વિ૦ ૩ અદત્તાદાન વિ૦ ૪ મૈથુન વિ૦ ૫ પરિગ્રહ વિ૦ ૬ રાત્રિભોજન વિ૦

**૬ છ કાયના જીવની રક્ષા કરેઃ-**

૧ પૃથ્વીકાય ૨ અપકાય ૩ તેઉકાય ૪ વાઉકાય ૫ વનસ્પતિકાય ૬ ત્રસકાય.

**૬ છ પ્રકારના નિગ્રહ પાળેઃ-**

૧ સ્પર્ષેન્દ્રિય નિ૦ ૨ રસેન્દ્રિય નિ૦ ૩ ઘ્રાણેન્દ્રિય નિ૦ ૪ ચક્ષુન્દ્રિય નિ૦ ૫ શ્રોતેન્દ્રિય નિ૦ ૬ મન નિ૦

---

૧૮

૧૯ ક્ષમા રાખે ૨૦ વિશુદ્ધ ભાવ રાખે ૨૧ વસ્ત્ર વગેરે પડિલેહન વિશુદ્ધ રાખે ૨૨ સંજમજોગ પાળે ૨૩ મનને ખરાબ રસ્તે જતાં રોકે ૨૪ વચનને માઠી રીતે ન પ્રવર્તાવે ૨૫ કાયાને માઠી રીતે ન પ્રવર્તાવે ૨૬ શીતાદિક પરિસહ સહન કરે ૨૭ મરણ ઉપસર્ગ સહન કરે.

સર્વ મંગળનું મુળ, શ્રી જીનશાશનનો સાર, અગીયાર અંગ અને બાર ઉપાંગ તથા ચૌદ પૂર્વનો ઉદ્ધાર, હમેશાં શાશ્વત એવો, શ્રી પંચ પરમેષ્ટિને

નમસ્કારરૂપ મહામંત્ર જે શ્રી 'નવકાર' મંત્ર છે તેમને નમસ્કાર હોજો.

## ૪ શ્રી નવકાર કે પંચ પરમેષ્ટિ મંત્રના છંદો-સઝાયો-સ્તવન.

### ૧ છંદ.

અષ્ટ સિદ્ધિ નવનીધિ ભંડાર, ગૌતમ સુખ સંપતિ દાતાર;
પરભાતે ઉઠ જો લીજે નામ, તો મનવાંછિત શીજે કામ.
મંત્ર મંહી એ મોટો મંત્ર, સુણતાં હોવે કાન પવિત્ર;
ચૌદ પુરવ કેરો સાર પ્રહ ઉઠી સમરો નવકાર.
એહ મંત્ર ટાળે આપદા, એહ મંત્ર કાપે દુઃખ સદા;
વેરી વિષમ તે પાયે પડે, જો અટવી ઉજડમાં ખડે !
ભોજન વેળા પહેલું જપતાં એહ, દુર્ગતિ પડતાં રાખે એહ;
અરિહંત સિદ્ધ આચાર્ય ઉવઝાય, સર્વ સાધુને લાગું પાય.
જ્ઞાન દર્શન ચારિત્ય તપ સાર, એ નવપદ સમરે ભવપાર;
શ્રીપાળ મયણાં તણે અધિકાર, સુણજો ગ્રન્થ તણે અનુસાર.
ચોવીશે તીર્થંકર નમું, ભવ ભવનાં હું પ્રાયશ્ચિત દમું;
શ્રી મહાવીરનું શાસન લઈ, ધરમે ઉદ્યમ કરજો સહી.
ધર્મ ધન હોવે ભંડાર, ધર્મ હોવે મંગળ ચાર;
કાન કહે આ વચન રસાળ, સુણજો દયા પ્રતિ પાળ.

## ૨ છંદ.

સુખ કારણ ભવિયણ સમરો નિત્ય નવકાર;
જીન શાશન આગમ, ચૌદ પૂર્વનો સાર.
એ મંત્રનો મહિમા કહેતાં ન લઉ પાર;
સુરતરૂ સરખો વંછિત ફળ દાતાર.
સુર દાનવ માનવ સેવે છે કરજોડ;
ભૂમંડળ વિચરે તારે ભવિયણ કોડ.
સુર છંદ વિલસે અતિશય જાસ અનંત;
પદ પહેલે નમીએ, અરિ ગંજન અરિહંત.
જે પંદર ભેદે સિદ્ધ થયા ભગવંત;
ગતિ પંચમી પહોચ્યા અષ્ટ કર્મ કરી અંત;
કળ અકળ સ્વરૂપી પંચાનંદક દેહ;
જીનવરને પ્રણમું પદ બીજે વળી એહ.
ગચ્છ ભાર ધુરંધર સુંદર શશિહર શોભ;
કરે સારણ વારણ, ગુણ છત્રીશે થોભ;
શ્રૃત જાણ શીરોમણી, સાગર જેમ ગંભીર;
પદ ત્રીજે નમીએ આચારજ ગુણધીર.
શ્રૃતધર ગુણઆગાર સુત્ર ભણાવે સાર;

તપ વિધિ સંજોગે ભાખે અર્થ વિચાર;
મુનીવર ગુણ જુગતા કહીએ તે ઉવઝાય;
પદ ચોથે નમીએ અહોનીશ તેહના પાય.
પંચાશ્રવ ટાળે પાળે પંચાચાર;
તપશી ગુણધારી વારે વિષય વિકાર;
ત્રસ થાવર પીયર લોકમાંહે જે સાધ;
ત્રિવિધથી પ્રણમું પરમાર્થ જેણે લાધ;
અરિ કરી હરી સાકણી ડાકણી ભુત વૈતાળ;
સર્વ પાપ પણાસે વાધે મંગળ માળ;
એ સમયે સંકટ દુર ટળે તતકાળ;
એમ જપે જીન પ્રભુ સુરી શિષ્ય રસાળ.

## ૩ શ્રી પંચપરમેષ્ટિ મહામંત્ર સ્મરણનો પ્રભાવ.

### દોહરા.

વંછીત પૂરે વિવિધ પરે, શ્રી જીન શાશન સાર;
નિશ્ચે શ્રી નવકાર નીત, જપતાં જય જયકાર.
અડસઠ અક્ષર અધિક ફળ, નવપદ નવે નિધાન;
વીતરાગ સ્વયં મુખે વદે, પંચ પરમેષ્ટિ પ્રધાન.
એકજ અક્ષર એકચિત્ત, સમર્યે સંપત થાય;
સંચિત સાગર સાતનાં, પાતિક દુર પલાય.

સકળ મંત્ર શીર મુકટમણિ, સદ્ગુરૂ ભાષિતસાર;
સોભવીયાં મન શુદ્ધ શું, નીત જપીએ નવકાર.

હારકી છંદ

નવકાર થકી શ્રીપાળ નરેશ્વર, પામ્યો રાજ્ય પ્રસિદ્ધ;
સ્મશાન વિષે શીવ નામ કુંવરને, સો–વરપુરી–સોસિદ્ધ,
નવલાખ જપતાં નરક નીવારે, પામે ભવનો પાર;
સોભવીયાં ભંતે ચિત્ત ચોખે, નીત જપીએ નવકાર. ૧
બાંધી વડશાખા શીંકે બેશી, હેઠળ કુંડ હુતાશ;
તસ્કરને મંત્ર સમર્પ્યો, ઉડયો તે આકાશ;
વિધિ રીત જપ્યો વિષધર, વિષટાળે ઢાળે અમૃતધાર;
સોભવીયાં ભંતે ચિત્ત ચોખે, નીત જપીએ નવકાર. ૨
બીજોરાં કારણ રાય મહાબલ, વ્યંતર દુષ્ટ વિરોધ;
જેણે નવકારે હત્યા ટાળી, પામ્યો જક્ષ પ્રતિબોધ;
નવકોડી જપંતા થાયે જીનવર, એહવો છે અધિકાર;
સોભવીયાં ભંતે ચિત્ત ચોખે, નીત જપીએ નવકાર. ૩
પલ્લીપતિ શીખ્યો મુનીવર પાસે, મહામંત્ર મન શુદ્ધ;
પરભવ તે રાજસિંહ પૃથ્વીપતિ, પામ્યો પરિગળ રીદ્ધ;
એ મંત્ર થકી અમરપુર પહોંચ્યો, ચારૂદત્ત સુવિચાર; સોભ. ૪
સન્યાસી કાશી તપ સાધતો, પંચાગ્નિ પરજાળ;

દીઠો શ્રી પાસ કુમારે પન્નગ, અધ બળતો તે ટાળ;
સંભળાવ્યો નવકાર સ્વયંમુખ, ઈન્દ્રભુવન અવતાર; સોભ. ૫
મન શુદ્ધે જપતાં મયણા સુંદરી, પામી પ્રિય સંયોગ;
એ ધ્યાને કષ્ટ ટળ્યું ઉંબરનું, રક્ત પિત્તનો રોગ;
નિશ્ચે જપતાં નવનિધિ થાયે, ધર્મ તણો આધાર; સોભ. ૬
ઘટ માંહી કૃષ્ણ ભુજંગમ ઘાલ્યો, ધરૂણી કરવા ઘાત;
પરમેષ્ટિ પ્રતાપે હાર ફૂલનો, વસુધામાં વિખ્યાત;
કમળાવતીએ પિંગળ કીધો, પાપ તણો પરિહાર; સોભ. ૭
ગયણાં ગણુ જાતિ રાખી, ગ્રહીને પાડી બાણુ પ્રહાર;
પદપંચ સુણુતાં પાંડુ પતિઘર, તે થઇ કુંતાનાર;
એ મંત્ર અમુલખ મહિમા મંદિર ભવદુઃખ ભંજણહાર; સોભ.૮
કંબલ ને સંબલ કાદવ કાઢયા, શકટ પાંચસે માન;
દીધે નવકાર ગયા દેવલોકે, વિલસે અમર વિમાન;
એ મંત્ર થકી સંપતિ વસુધા તળે, વિલસે જૈન વિહાર; સોભ. ૯
આગે ચોવીશી હુઇ અનંતી, હોશે વાર અનંત;
નવકાર તણી કોઇ આદિ ન જાણે, એમ ભાંખે અરિહંત;
પુરવદીશ ચારે આદિ પ્રપંચે, સમર્યા સંપતિસાર; સોભ. ૧૦
પરમેષ્ટિ સુરપદ પણુ પામે, જે કૃત કર્મ કઠોર;
પુંડ્રગિરિ પર પ્રત્યક્ષ પેખ્યો, મણિધર ને એક મોર;

સદ્ગુરૂ સનમુખ વિધિ સમરતાં, સફળ જન્મ સંસાર; સોભ. ૧૧
શૂળીકારો પણ તસ્કર કીધો, લોહ ખરો પર સિદ્ધ;
ત્યાં શેઠે નવકાર સુણાવ્યો, પામ્યો અમર નીરિદ્ધ;
શેઠ ઘર આવી વિઘ્ન નિવાર્યા, સુરે કરી મનોહાર; સોભ. ૧૨
પંચ પરમેષ્ટિ જ્ઞાનજ પંચહ, પંચ દાન ચારિત્ર;
પંચ સઝાય મહાવ્રત પંચહ, પંચ સુમતિ સમકિત;
પંચ પ્રમાદ વિષય તજો, પંચક પાળો પંચાચાર; સોભ. ૧૩

કળસ છપય

નીત જપીએ નવકાર, સાર સંપતિ સુખદાયક;
શુદ્ધ મંત્ર સત્ સદા, જપતા શ્રી જગનાયક;
શ્રી અરિહંત સુ સિદ્ધ, શુદ્ધ આચાર્ય ભણી જે;
શ્રી ઉવઝાય સુ સાધ, પંચ પરમેષ્ટિ થુણી જે;
નવકાર સાર સંસાર છે, કુશળ લાભ વાચક કહે;
એક ચિત્ત આરાધતાં, મન વાંછિત ફળને લહે.

## ૪ પંચ પદને વંદના.

### શ્રી અરિહંત ભગવાનને

નમું શ્રી અરિહંત કરમા કો કિયો અંત,
હુવા સો કેવળ વંત કરૂણા ભંડારી હૈ;
અતિશય ચોત્રીશ ધાર, પેંતીશ વાણી ઉચ્ચાર,

સમજાવે નર નાર પર ઉપગારી હૈ;
શરીર સુંદરાકાર સુરજસો ઝલકાર,
ગુણ હે અનંત સાર દોષ પરીહારી હૈ;
કેત હે ત્રિલોક રીખ મન વચ કાયા કરી,
લળી લળી વારંવાર વંદના હમારી હૈ.

### શ્રી સિદ્ધ ભગવાનને

સકળ કરમ ટાળ વશ કર લિયે કાળ,
મુગતિમેં રહ્યા માલ આતમ કો તારી હૈ,
દેખત સકળ ભાવ હુવાતે જગત રાવ,
સદાહિ ખાયિક ભાવ, ભયે અવિકારી હૈ
અચળ અટલ રૂપ આવે નહિ ભવ કૂપ,
અનુપમ સ્વરૂપ ઉપ, એસે સિદ્ધ ધારી હૈ;
કેત હે ત્રિલોક રીખ, બતાવો એ વાસ પ્રભુ,
સદાહી ઉગંત સુર વંદના હમારી હૈ.

### શ્રી આચાર્યજીને

ગુણ હે છત્રીશ પુર ધરત ધરમ ઉર,
મારત કરમ કુર સુમતી વિચારી હૈ;
શુદ્ધ સો આચાર વંત સુંદર હે રૂપકંત,
ભણીયા સવી સિદ્ધાંત વાંચણી સુપ્યારી હૈ;

અધિક મધુર વેણ કોઈ નહિ લોપે કેણ,
સકળ જીવોંકા સેણ કિરત અપારી હૈ;
કેત હે ત્રિલોક રીખ હિતકારી દેત શીખ,
એસા આચારજ તાકું વંદના હમારી હૈ.

શ્રી ઉપાધ્યાયજીને

પઢત અગીયારા અંગ કરમા સું કરે જંગ,
પાખંડીકો માનભંગ કરણ હુશીયારી હૈ;
ચૌદ પુરવધાર જાનત આગમ સાર,
ભવીઓંકે સુખકાર ભ્રમતા નીવારી હૈ;
પઢાવે ભવીક જન થીર કર દેત મન,
તપ કરી તાવે મન મમતા નીવારી હૈ;
કેત હે ત્રિલોક રીખ જ્ઞાન ભાનુ પર તીખ,
એસે ઉપાધ્યાય તાકું વંદના હમારી હૈ.

શ્રી સાધુજીને

આદરી સંજમ ભાર કરણી કરે અપાર,
સુમતિ ગુપતિ ધાર વીકથા નીવારી હૈ;
જયણા કરે છ કાય સાવજ ન બોલે વાય,
બુઝાય કષાય લાય કીરીયા ભંડારી હૈ;
જ્ઞાન ભણે આઠે જામ લેવે ભગવંત નામ,

ધરમકો કરે કામ મમતાકે મારી હૈ;
કેત હે ત્રિલોક રીખ કરમકો ટાળે વીખ,
એસા મુનીરાજ તાકું વંદના હમારી હૈ.

**શ્રી ગુરૂજીને**

ગુરૂ મિત્ર ગુરૂ માત ગુરૂ સગા ગુરૂ તાત,
ગુરૂ ભુપ ગુરૂ ભ્રાત ગુરૂ હીતકારી હૈ;
ગુરૂ રવી ગુરૂ ચંદ્ર ગુરૂ પતિ ગુરૂ ઈંદ્ર,
ગુરૂ દેત આણંદ ગુરૂ પદ ભારી હૈ;
ગુરૂ દેત જ્ઞાન ધ્યાન ગુરૂ દેત દાન માન,
ગુરૂ દેત મોક્ષ સ્થાન સદા ઉપકારી હૈ;
કેત હે ત્રિલોક રીખ ભલી ભલી દેત શીખ,
પલ પલ ગુરૂજીકો વંદના હમારી હૈ.

## અમૃતબિન્દુ ૨ જું.

### આનુપૂર્વિ.

મન એ બહુ અવ્યવસ્થિત ચીજ છે, અને તેને એકાગ્ર કરવું એ બહુ વિકટ છે. તે જ્યાં સુધી એકાગ્ર થતું નથી ત્યાં સુધી આત્મ મલિનતા જતી નથી. પાપના વિચારો ઘટતા નથી અને જેને લઇ આત્મ શુદ્ધિ થતી નથી. આત્મ શુદ્ધિ માટે મનની એકાગ્રતાની

જરૂર છે. મનની એકાગ્રતાથી મહાયોગની શ્રેણિયે ચડાય છે. તેના સાધનરૂપ સત્પુરૂષોએ એક કોષ્ટકાવળી કરી છે; એને 'અનાનુપૂર્વિ કે આનુપૂર્વિ' કહે છે.

એ આનુપૂર્વિની યોજના એવી છે કે પંચ પરમેષ્ટિના પાંચ અંક એમાં શરૂઆતમાં મુકયા છે; અને પછી લોમ વિલોમ સ્વરૂપમાં લક્ષ બંધ એના એ પાંચ અંક મુકીને ભિન્ન ભિન્ન પ્રકારે કોષ્ટકો કર્યા છે. એથી મનની એકાગ્રતા પાંમીને નિર્જરા કરી શકે છે.

આ આનુપૂર્વિની યોજના બહુ સુંદર અને આત્મ શાન્તિને આપનારી છે; માટે પ્રાતઃકાળમાં શુદ્ધ ચિત્તથી (માત્ર પાઠરૂપે નવકાર નહીં બોલી જતાં) જ્યાં ૧ છે ત્યાં નમો અરિહંતાણં, જ્યાં ૨ છે ત્યાં નમો સિદ્ધાણં, જ્યાં ૩ છે ત્યાં નમો આયરિયાણં, જ્યાં ૪ છે ત્યાં નમો ઉવઝાયાણં, જ્યાં ૫ છે ત્યાં નમો લોએસવ્વ સાહુણં. ના ઉચ્ચાર સાથે એમના ગુણોનું સ્મરણ ચિંતવતા રહેવું કે જેથી કરી એ ગુણોનો અંશ આપણામાં પ્રવેશ પામે અને છેવટે એ ગુણો એકંદર આપણે આપણામાંજ કરી શકીએ.

१

| | | | | |
|---|---|---|---|---|
| १ | २ | ३ | ४ | ५ |
| १ | २ | ३ | ५ | ४ |
| १ | २ | ४ | ३ | ५ |
| १ | २ | ४ | ५ | ३ |
| १ | २ | ५ | ३ | ४ |
| १ | २ | ५ | ४ | ३ |

२

| | | | | |
|---|---|---|---|---|
| १ | ३ | २ | ४ | ५ |
| १ | ३ | २ | ५ | ४ |
| १ | ३ | ४ | २ | ५ |
| १ | ३ | ४ | ५ | २ |
| १ | ३ | ५ | २ | ४ |
| १ | ३ | ५ | ४ | २ |

૩

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૪ | ૨ | ૩ | ૫ |
| ૧ | ૪ | ૨ | ૫ | ૩ |
| ૧ | ૪ | ૩ | ૨ | ૫ |
| ૧ | ૪ | ૩ | ૫ | ૨ |
| ૧ | ૪ | ૫ | ૨ | ૩ |
| ૧ | ૪ | ૫ | ૩ | ૨ |

૪

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | ૫ | ૨ | ૩ | ૪ |
| ૧ | ૫ | ૨ | ૪ | ૩ |
| ૧ | ૫ | ૩ | ૨ | ૪ |
| ૧ | ૫ | ૩ | ૪ | ૨ |
| ૧ | ૫ | ૪ | ૨ | ૩ |
| ૧ | ૫ | ૪ | ૩ | ૨ |

૫

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૧ | ૩ | ૪ | ૫ |
| ૨ | ૧ | ૩ | ૫ | ૪ |
| ૨ | ૧ | ૪ | ૩ | ૫ |
| ૨ | ૧ | ૪ | ૫ | ૩ |
| ૨ | ૧ | ૫ | ૩ | ૪ |
| ૨ | ૧ | ૫ | ૪ | ૩ |

૬

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૩ | ૧ | ૪ | ૫ |
| ૨ | ૩ | ૧ | ૫ | ૪ |
| ૨ | ૩ | ૪ | ૧ | ૫ |
| ૨ | ૩ | ૪ | ૫ | ૧ |
| ૨ | ૩ | ૫ | ૧ | ૪ |
| ૨ | ૩ | ૫ | ૪ | ૧ |

૭

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૪ | ૧ | ૩ | ૫ |
| ૨ | ૪ | ૧ | ૫ | ૩ |
| ૨ | ૪ | ૩ | ૧ | ૫ |
| ૨ | ૪ | ૩ | ૫ | ૧ |
| ૨ | ૪ | ૫ | ૧ | ૩ |
| ૨ | ૪ | ૫ | ૩ | ૧ |

૮

| | | | | |
|---|---|---|---|---|
| ૨ | ૫ | ૧ | ૩ | ૪ |
| ૨ | ૫ | ૧ | ૪ | ૩ |
| ૨ | ૫ | ૩ | ૧ | ૪ |
| ૨ | ૫ | ૩ | ૪ | ૧ |
| ૨ | ૫ | ૪ | ૧ | ૩ |
| ૨ | ૫ | ૪ | ૩ | ૧ |

૯

| | | | | |
|---|---|---|---|---|
| ૩ | ૧ | ૨ | ૪ | ૫ |
| ૩ | ૧ | ૨ | ૫ | ૪ |
| ૩ | ૧ | ૪ | ૨ | ૫ |
| ૩ | ૧ | ૪ | ૫ | ૨ |
| ૩ | ૧ | ૫ | ૨ | ૪ |
| ૩ | ૧ | ૫ | ૪ | ૧ |

૧૦

| | | | | |
|---|---|---|---|---|
| ૩ | ૨ | ૧ | ૪ | ૫ |
| ૩ | ૨ | ૧ | ૫ | ૪ |
| ૩ | ૨ | ૪ | ૧ | ૫ |
| ૩ | ૨ | ૪ | ૫ | ૧ |
| ૩ | ૨ | ૫ | ૧ | ૪ |
| ૩ | ૨ | ૫ | ૪ | ૧ |

૧૧

| | | | | |
|---|---|---|---|---|
| ૩ | ૪ | ૧ | ૨ | ૫ |
| ૩ | ૪ | ૧ | ૫ | ૨ |
| ૩ | ૪ | ૨ | ૧ | ૫ |
| ૩ | ૪ | ૨ | ૫ | ૧ |
| ૩ | ૪ | ૫ | ૧ | ૨ |
| ૩ | ૪ | ૫ | ૨ | ૧ |

૧૨

| | | | | |
|---|---|---|---|---|
| ૩ | ૫ | ૧ | ૨ | ૪ |
| ૩ | ૫ | ૧ | ૪ | ૨ |
| ૩ | ૫ | ૨ | ૧ | ૪ |
| ૩ | ૫ | ૨ | ૪ | ૧ |
| ૩ | ૫ | ૪ | ૧ | ૨ |
| ૩ | ૫ | ૪ | ૨ | ૧ |

૧૩

| | | | | |
|---|---|---|---|---|
| ૪ | ૧ | ૨ | ૩ | ૫ |
| ૪ | ૧ | ૨ | ૫ | ૩ |
| ૪ | ૧ | ૩ | ૨ | ૫ |
| ૪ | ૧ | ૩ | ૫ | ૨ |
| ૪ | ૧ | ૫ | ૨ | ૩ |
| ૪ | ૧ | ૫ | ૩ | ૨ |

૧૪

| | | | | |
|---|---|---|---|---|
| ૪ | ૨ | ૧ | ૩ | ૫ |
| ૪ | ૨ | ૧ | ૫ | ૩ |
| ૪ | ૨ | ૩ | ૧ | ૫ |
| ૪ | ૨ | ૩ | ૫ | ૧ |
| ૪ | ૨ | ૫ | ૧ | ૩ |
| ૪ | ૨ | ૫ | ૩ | ૧ |

૧૫

| | | | | |
|---|---|---|---|---|
| ૪ | ૩ | ૧ | ૨ | ૫ |
| ૪ | ૩ | ૧ | ૫ | ૨ |
| ૪ | ૩ | ૨ | ૧ | ૫ |
| ૪ | ૩ | ૨ | ૫ | ૧ |
| ૪ | ૩ | ૫ | ૧ | ૨ |
| ૪ | ૩ | ૫ | ૨ | ૧ |

૧૬

| | | | | |
|---|---|---|---|---|
| ૪ | ૫ | ૧ | ૨ | ૩ |
| ૪ | ૫ | ૧ | ૩ | ૨ |
| ૪ | ૫ | ૨ | ૧ | ૩ |
| ૪ | ૫ | ૨ | ૩ | ૧ |
| ૪ | ૫ | ૩ | ૧ | ૨ |
| ૪ | ૫ | ૩ | ૨ | ૧ |

૧૭

| | | | | |
|---|---|---|---|---|
| ૫ | ૧ | ૨ | ૩ | ૪ |
| ૫ | ૧ | ૨ | ૪ | ૩ |
| ૫ | ૧ | ૩ | ૨ | ૪ |
| ૫ | ૧ | ૩ | ૪ | ૨ |
| ૫ | ૧ | ૪ | ૨ | ૩ |
| ૫ | ૧ | ૪ | ૩ | ૨ |

૧૮

| | | | | |
|---|---|---|---|---|
| ૫ | ૨ | ૧ | ૩ | ૪ |
| ૫ | ૨ | ૧ | ૪ | ૩ |
| ૫ | ૨ | ૩ | ૧ | ૪ |
| ૫ | ૨ | ૩ | ૪ | ૧ |
| ૫ | ૨ | ૪ | ૧ | ૩ |
| ૫ | ૨ | ૪ | ૩ | ૧ |

૧૯

| | | | | |
|---|---|---|---|---|
| ૫ | ૩ | ૧ | ૨ | ૪ |
| ૫ | ૩ | ૧ | ૪ | ૨ |
| ૫ | ૩ | ૨ | ૧ | ૪ |
| ૫ | ૩ | ૨ | ૪ | ૧ |
| ૫ | ૩ | ૪ | ૧ | ૨ |
| ૫ | ૩ | ૪ | ૨ | ૧ |

૨૦

| | | | | |
|---|---|---|---|---|
| ૫ | ૪ | ૧ | ૨ | ૩ |
| ૫ | ૪ | ૧ | ૩ | ૨ |
| ૫ | ૪ | ૨ | ૧ | ૩ |
| ૫ | ૪ | ૨ | ૩ | ૧ |
| ૫ | ૪ | ૩ | ૧ | ૨ |
| ૫ | ૪ | ૩ | ૨ | ૧ |

## આનુપૂર્વિ ગણવાનું ફળ.

આનુપૂર્વિ ગણજ્યો જોય, છ માસી તપનું ફળ હોય;
સંદેહ નવ આણો લગાર, નિર્મળ મને જપો નવકાર. ૧
શુદ્ધ વસ્ત્રે ધરી વિવેક, દિન દિન પ્રત્યે ગણવી એક;
એમ આનુપૂર્વિ જે ગણે, તે પાંચસેં સાગરના પ.પ ને હણે. ૨
અશુભ કર્મ કે હરણકું, મંત્ર બડો નવકાર;
વાણી દ્વાદશ અંગમે, શોધ લીયો તત્વ સાર. ૩
એક અક્ષર નવકારનો, શુદ્ધ ગણે જે સાર;
તે બાંધે શુભ દેવનું, આયુષ્ય અપરંપાર. ૪
ઓગણીશ લાખ તેસઠ હજાર, બસેં બાસઠ પળ;
ત્યાં સુધી સુખ ભોગવે, નવકાર મંત્રનું ફળ. ૫

## અમૃતબિન્દુ ૩ જું.

### બાર ભાવના યાને આત્મગોષ્ટી.

આનુપૂર્વિથી મન એકાગ્ર થયા પછી, રગે રગે- હાડ હાડ-ની મીંજાએ વ્યાપી જાય એવા ઉત્કૃષ્ટા ભાવથી એક ચિતે આ બાર ભાવનારૂપ આત્મગોષ્ટી કરવી કે જેથી આત્મા કર્મે હળવો થાય.

## ૧ અનિત્ય.

હે જીવ! તારી આસપાસ નજર કર. જે જે પદાર્થો તું જુએ છે તે અને તારા પોતામાં કાંઇ તફાવત તને જણાય છે? તારી આસપાસનો દરેક પદાર્થ-તારી લક્ષ્મી-તારો વૈભવ અને તારૂં પોતાનું શરીર પણ વિજળી કે પાણીના પરપોટા જેવું વિનાશી છે-અનિત્ય છે. તું ગમે તેટલી સંભાળ રાખીશ, તો પણ તે દરેક પદાર્થ વિનાશી તે વિનાશીજ છે; નાશ પામવાનો એનો ધર્મજ છે. એ સર્વ વિનાશી-અનિત્ય વસ્તુઓની વચ્ચમાં તું એક અવિનાશી-નિત્ય, ભુલો પડવાથી આવી ચડયો છું; માટે એ નાશવંત વસ્તુઓમાં મોહ ન પામતાં તું અવિનાશી-નિત્ય એવા તને ઓળખ.

## ૨ અશરણ.

હે જીવ! જો તું અવિનાશી એવા તને ઓળખવા મહેનત નહિ લે તો ચોકસ સમજજે કે, નાશ માટે નિર્માયલી એ વસ્તુઓના નાશથી કે વિયોગથી તને થતાં દુઃખોમાં દિલાસો કોઇ રીતે નહિ મળે. અને જ્યારે તું એ બધી વસ્તુઓને છેલ્લી સલામ કરી

હમેશને માટે ચાલી નીકળીશ ત્યારે તને શરણુ આપવા કોઈ નહિ નીકળી આવે. અવિનાશી એવા ‘ પોતાને ’ અથવા ‘ આત્માને ’ જાણુવારૂપ જે ધર્મ એજ તારો સગો થશે. માટે શરણ-સગુ કે સબંધી-જો તારે જોતું હોય તો અવિનાશી એવા તારા આત્માનેજ શોધી એના શરણે જા.

### ૩ સંસાર.

હે જીવ ! હમણાં તું જે જે વસ્તુએમાં આનંદ માની રહ્યો છું તે વસ્તુઓ--અને તેથી પણ વધારે આકર્ષણ કરનારી વસ્તુઓ તું અનેક વાર પામ્યો છું. દરેક ચીજના ભોક્તા તરીકે અને દરેક પ્રાણીના સગા તરીકે-સર્વ પ્રાણી પદાર્થ સાથે તેં અનેકવાર સબંધ જોડયો છે; પણ કોઇ સબંધ ટકી શક્યો નહોતો-માટે કોઈ પ્રાણી કે પદાર્થના મોહમાં દીવાનો થઇ અવિનાશી એવા નિજરૂપને ભુલીશ નહિં. એવી ભુલથીજ તું અપાર એવા સંસાર સમુદ્રમાં આદિ વગરના કાળથી ભમ્યા કરે છે, અને ભ્રમણથી ઉદ્દભવતાં દુ:ખો પરવશાપણે સહન કરે છે. માટે એ દુ:ખોમાંથી મુક્ત થવું હોય

તો સંસારમાં આવી પડ્યા છતાં વિરક્ત પુરૂષ માફક વર્ત્ત.

### ૪ એકત્વ.

હે જીવ! તું એકલો છે, એકલો આવ્યો હતો અને એકીલોજ જઇશ. એક ઘર છોડી બીજા ઘેર જતી વખત, પહેલાં ઘરવાળું કોઇપણ સગું તારી સાથે આવ્યું નથી અને આવશે પણ નહિં. એ સગાને મદદ કરવા માટે તેં કરેલા પાપોનું ફળ ભોગવવા વખતે પણ એ કોઇ આડો હાથ દેવા નહિ આંવે; તો એવા પ્રેમ-એવો સબંધ-એવી મૈત્રી તારૂં શું ઉજાળનાર છે? તું તારા પોતામાંજ મિત્ર મેળવ, નિજરૂપથીજ સગાઇ કર.

### ૫ અન્યત્વ.

હે આત્મન્! તારા સિવાય તું જે કાંઇ જુવે છે તે તમામ તારાથી અલગજ સમજજે. ક્ષણ પણ ન સમજતો કે સ્ત્રી તારી છે, પુત્ર તારો છે, લક્ષ્મી તારી છે કે દેહ તારી છે. જો એમજ હત તો એ લક્ષ્મી તારા ઘરમાં આવ્યા પછી તારી હયાતીમાં તને તજી બીજે જાત? એ સ્ત્રી પરલોક તો દુર રહ્યું પણ કાષ્ટ

સુધી પણ તારી સોબત કરવામાંથી જાત ? આ પ્રત્યક્ષ જોવાતા ખેલ શું એમ નથી સ્પષ્ટ સમજાવતા કે તારે આ ઈંદ્રિ જાળથી નિજરૂપને અલગજ માનવું; અને એમાં લિપ્ત ન થતાં નિજરૂપમાં દ્રઢ રહેવું.

## ૬ અશુચિ.

હે આત્મન્ ! તું કોને માટે દગાફટકા કરે છે ? આ રૂપાળા હાડકાના પુતળાને પોષવા માટે ? જો તો ખરો કે આ પુતળું ગંધાતુ છે—મળમુત્રથી ભરેલું છે, ક્ષણ ક્ષણમાં બગડી જાય છે—રોગ જરાનું નિવાસ ધામ છે. હવે એને તું સાચવી સાચવીને કેટલુંક સાચવીશ ? 'ખાતર ઉપર દીવેલ' કરતાં જરા તો વિચાર કર. તું તેને સાચવવા, સુંદર કરવા, હૃષ્ટપુષ્ટ કરવા હજારો પ્રપંચ કરે છે, હજારો પ્રકારની હિંસા કરે છે; છતાં તે તો તને દગોજ દે છે. તારા ખરા ખપ વખતે તે તારી ઇચ્છા વિરૂધ્ધ લથડી પડે છે અને તને ફસાવે છે. હવે જો તારામાં કાંઈ વિચારશક્તિ હોય તો જેટલી કાળજી એ ગુણચોર હાડપિંજર માટે

ધરાવે છે એટલીજ તારા પોતા માટે–આત્મા માટે રાખે તો અખૂટ ગુપ્ત ખજાના તારા માટે ખુલાં થાય એ નિઃશંક વાત છે.

## ૭ આશ્રવ.

હે જીવ ! રાગ, દ્વેષ, અજ્ઞાન, મિથ્યાત્વ ઇત્યાદી ‘ આશ્રવ ’ અથવા તારા આત્મસ્વરૂપને મલીન કરનારાં ‘ વળગાટ ’ છે. પ્રતિ ક્ષણ તને એ નવાં કર્મોનો લપેટો નાંખતાંજ જાય છે. એનાથીજ તું છાકટાની માફક વર્તે છે. એનાથીજ ભવભ્રમણ કરવા છતાં તું પોતાને સુખી માનવાની મુર્ખાઇ કરે છે. માટે એ ચીકણા ‘વળગાટ’ને ઓળખ, એના સ્વભાવથી વાકેફ થા, અને પછી એ લાગેલા વળગાટને દુર કરવાના, તથા હવે પછી ન લાગે તેવા ઉપાય લે. ઉપભોગ, પરીભોગ આદિની તૃષ્ણા કમી કર. ઇચ્છાઓને મર્યાદાથી બાંધ. જે કાંઈ તારી પાસે છે તેનો મોહ ઓછો કરી પરમાર્થેજ તારૂં સર્વસ્વ માન, કે જેથી ‘ આશ્રવ ’નો મેલો વળગાટ ઘણે ભાગે મોળો પડે.

## ૮ સમ્વર.

હે જીવ ! જો તને ખચીતજ એવી શ્રધ્ધા હોય કે રાગદ્વેષથી નવાં કર્મોની આવક હમેશાં તારામાં ચાલ્યાંજ આવે છે; તો તે આવકને રોકવા જ્ઞાન–ધ્યાનમાં આરૂઢ થયેલો આત્મા સિંહ સમાન દેખાવ ધારણ કરે છે, જેથી બીચારાં કર્મ તેની પાસે આવી શકતાં નથી. આવી રીતે જ્ઞાન ધ્યાનમાં આરૂઢ થવું એજ 'સમ્વર' કહેવાય છે.

## ૯ નિર્જરા.

હે જીવ ! આત્માને આવતી રાગ–દ્વેષાદિ કર્મોની આવક બંધ તો કરી, પણ પૂર્વે થઇ ચુકેલા કર્મોનો સમુહ ક્ષય કર્યા વગર કાંઇ તારો મોક્ષ છે ? એ કર્મોને કાપવા–નિર્જરવા, તપ–સંયમરૂપ ' નિર્જરા 'નું શરણું લેવું જોઇએ છે. નિર્જરા માટેજ તપ કરનારો માણસ માન માગતો નથી, કીર્તિ કે ધન માગતો નથી, લોકલજાને ગણકારતો નથી, માત્ર આત્માર્થેજ ક્રિયા કરે છે, અને તે ક્રિયા જ્ઞાન સાથેજ કરે છે. જ્ઞાન સાથ ક્રિયાનુંજ નામ ' નિર્જરા ' છે.

## ૧૦ લોકસ્વરૂપ.

હે આત્મન્! આ પ્રમાણે આવતાં કર્મોને રોકી, થયેલા કર્મોને નિર્જરી, હવે તું ચૌદ રાજલોકનું સ્વરૂપ વિચાર; અસંખ્યાતા દ્વીપ સમુદ્રનો ખ્યાલ દૃષ્ટિ સમક્ષ લાવ અને પછી જો કે આટલા વિશાળ અવકાશમાં તારૂં ઘર કે તું શા હિસાબમાં છે? આ અસંખ્યાતા દ્વિપ સમુદ્રની કુદરતની વળી વિચિત્રતા વિચાર અને એમાં તલીન ગઈ તું દેહાધ્યાસ અને હુંપદ છોડ.

## ૧૧ બોધ.

હે જીવ! વૈરાગ્ય પ્રાપ્ત કરાવનારી ઉપલી દસ ભાવના ભાવ્યા પછી તું વિચાર કે હવે શાન્ત પડેલા તારા જીવે શું કરવા જેવું છે; અને શું છોડવા જેવું છે? આ નિર્ણય તને 'સમ્યક્ત' વગર થઇ શકવાનો નથી. સમ્યક્ત એટલે સાચા જ્ઞાન વગર તારો આત્મા દોરા વિનાની સુઈ માફક પાપપુંજમાં—અજ્ઞાનમાં ખોવાઇ જાય છે અને જશે, માટે 'સમ્યક્ત' પ્રાપ્ત કર.

## ૧૨ ધર્મ.

હે જીવ ! જ્ઞાન પામ્યો પણ તે સાર્થક ત્યારેજ કહેવાય કે જ્ઞાનને વ્યવહારમાં મુક; અર્થાત ધર્મ આચર સર્વ પ્રાણીને પોતા સમાન ગણવા જેટલી પાયરીએ આવવું અને સર્વને શાતા પમાડતાં શીખવું એજ ધર્મની સાફલ્યતા છે. માટે એવો ઉત્તમ ધર્મ ધારણ કર કે જેથી બીજાને શાતા ઉપજાવનાર એવા તને અખંડ-નિરાબાધ-અમિશ્ર શાતા ઉપજે.



# અમૃત બિન્દુ ૪ થું

## ક્ષમાપના.

૧

પ્રભુ તુજલય લાગી નહિં, પડયો ન ગુરૂવર પાય;
સત્યા સત્ય ન સમજીયો, એથી મન અકળાય.
સહુ સાધન બંધન કર્યાં, અવળા કરી ઉપાય;
એહ ભયંકર ભુલથી, પામર આ પસ્તાય.

અપાર ભવમાં આથડયો, ભાન વિના ભગવાન;
શરણુ ગયો નહીં સંતને, ધર્યું ન કદી શુભધ્યાન.

કરણી ક્રોડ ગણી કરી, શીખ્યો શાસ્ત્ર શુંસાર;
સ્વરૂપને સમજ્યો નહીં, પામ્યો નહિ ભવપાર.

અભ્યંતર અણુઓ વિષે, વ્યાપ્ત નથી વૈરાગ;
છોડું પણ સમજણ વિના, છુટે કેમ સરાગ.

પ્રમાદ વનમાં પ્રેમથી, સુતો તાણી સોડ;
યુગોયુગ ઉંઘી રહ્યો, ખરેખરી એ ખોડ.

નિર્ભય લાગે ભય સ્થળો, ભય નિર્ભય સમજાય;
આવી ભ્રમણા હે પ્રભુ, અમને જરૂર જણાય.

અમૃતને અળગું કર્યું, કંચન ગણ્યું કથીર,
વ્હેતું દેખી વિષને, માન્યું નિર્મળ નીર.

સાચામાં રાચ્યો નહીં, ખોટે થયો ન ખેદ;
મુળ ન સમજ્યો મર્ણનું, ભણ્યો ન ભવનો ભેદ.

અંધકાર અળગું કરો, પાવન કરી પરમેશ;
કૃપા પસારી કાઢજો, દુઃખદ રાગને દ્વેષ.

સંગ કર્યો નહિ સંતનો, તંત ન તજ્યો લગાર;
અંત ન આશાનો કર્યો, 'સંત શિષ્ય' કહે સાર.
પ્રભુ પ્રભુ પદ પંકજ પડી, યાચુ એ જગદીશ;
સત્સંગ તુજ સ્વરૂપમાં, રહે અંતર અહોનિશ.

( શ્રીમદ્ રાજચંદ્ર. )

હે ભગવાન! હું બહુ ભૂલી ગયો, મેં તમારા અમૂલ્ય વચનોને લક્ષમાં લીધાં નહીં. તમારા કહેલાં અનુપમ તત્વનો મેં વિચાર કર્યો નહીં. તમારા પ્રણીત કરેલા ઉત્તમ શીળને સેવ્યું નહીં. તમારા કહેલા દયા, શાંતિ, ક્ષમા અને પવિત્રતા મેં ઓળખ્યા નહીં. હે ભગવાન! હું ભુલ્યો, આથડયો, રઝળ્યો અને અનંત સંસારની વિટમ્બણામાં પડયો છું. હું પાપી છું, હું બહુ મદોન્મત અને કર્મ રજથી કરીને મલીન છું. હે પરમાત્મા! તમારાં કહેલાં તત્વો વિના મારો મોક્ષ નથી. હું નિરંતર પ્રપંચમાં પડયો છું. અજ્ઞાનથી અંધ થયો છું. મારામાં વિવેક શક્તિ નથી. અને હું મુંઢ છું, નિરાશ્રિત છું, અનાથ છું. નિરાગી પરમાત્મા!

હવે હું તમારૂં, તમારા ધર્મનું અને તમારા મુનિનું શરણ ગ્રહું છું. મારા અપરાધ ક્ષય થઇ હું તે સર્વ પાપથી મુક્ત થઉં. એ મારી અભિલષા છે. આગળ કરેલાં પાપોનો હું હવે પશ્ચાતાપ કરૂં છું, જેમ જેમ હું સુક્ષ્મ વિચારથી ઉંડો ઉતરૂં છું, તેમ તેમ તમારા તત્વના ચમત્કારો મારા સ્વરૂપનો પ્રકાશ કરે છે. તમે નિરાગી, નિર્વિકારી, સત્ચિદાનંદ સ્વરૂપ, સહજાનંદી, અનંત જ્ઞાની, અનંત દર્શી અને ત્રૈલોક્ય પ્રકાશક છો, હું માત્ર મારા હિતને અર્થે તમારી સાક્ષીએ ક્ષમા ચાહું છું. એક પળ પણ તમારાં કહેલાં તત્વની શંકા ન થાય, તમારા કહેલા રસ્તામાં અહોરાત્ર હું રહું, એજ મારી આકાંક્ષા અને વૃતિ થઓ. હે સર્વજ્ઞ ભગવાન! તમને હું વિશેષ શું કહું, તમારાથી કાંઇ અજાણ્યું નથી. માત્ર પશ્ચાતાપથી હું કર્મજન્ય પાપની ક્ષમા ઇચ્છું છું. ૐ શાંતિઃ શાંતિઃ શાંતિઃ

( શ્રીમદ્ રાજચંદ્ર )

હે પ્રભુ ! હે પ્રભુ ! શું કહું, દીનાનાથ દયાળ;
હું તો દોષ અનંતનું, ભાજન છું કરૂણાળ. ૧

શુદ્ધ ભાવ મુજમાં નથી, નથી સર્વ તુજ રૂપ;
નથી લઘુતા કે દીનતા, શું કહું પરમ સ્વરૂપ. ૨

નથી આજ્ઞા ગુરૂ દેવની, અચળ કરી ઉર માંહિ;
આપ તણો વિશ્વાસ દ્રઢ, ને પરમાદર નાંહિ. ૩

જોગ નથી સતસંગનો, નથી સત્ સેવા જોગ;
કેવળ અર્પણતા નથી, નથી આશ્રય અનુયોગ. ૪

'હું પામર શું કરી શકું,' એવો નથી વિવેક;
ચરણ શરણ ધીરજ નથી, મરણ સુધીની છેક. ૫

અચિંત્ય તુજ મહાત્મનો, નથી પ્રફુલ્લિત ભાવ;
અંશ ન એકે સ્નેહનો, ન મળે પરમ પ્રભાવ. ૬

અચળ રૂપ આસક્તિ નહિ, નહિ વિરહનો તાપ;
કથા અલભ્ય તુજ પ્રેમની, નહિ તેનો પરિતાપ. ૭

ભક્તિ માર્ગ પ્રવેશ નહિ, નહિ ભજન દ્રઢ ભાન;
સમજ નહિ નિજ ધર્મની, નહિ શુભ દેશે સ્થાન. ૮

કાળ દોષ કળીથી થયો, નહિ મર્યાદા ધર્મ;
તોય નહિ વ્યાકુળતા, જુઓ પ્રભુ મુજ કર્મ. ૯
સેવાને પ્રતિ કુળજે, તે બંધન નથી ત્યાગ;
દેહેંદ્રિય માને નહિ, કરે બાહ્ય પર રાગ. ૧૦
તુજ વિયોગ સ્પુરતો નથી, વચન નયન યમનાંહિ;
નહિ ઉદાસ અનભક્તથી, તેમ ગૃહાદિક માંહી. ૧૧
અહંભાવથી રહિત નહિ, સ્વધર્મ સંચય નાંહિ;
નથી નિવૃતિ નિર્મળ પણે, અન્ય ધર્મની કાંઇ. ૧૨

એમ અનંત પ્રકારથી, સાધન રહિત હુંય;
નહીં એક સદ્ગુણ પણ, મુખ બતાવું શુંય ? ૧૩
કેવળ કરૂણા-મૂર્તિ છો, દીન બંધું દીન નાથ;
પાપી પરમ અનાથ છું, ગ્રહો પ્રભુજી હાથ. ૧૪
અનંત કાળથી આથડ્યો, વિના ભાન ભગવાન;
સેવ્યા નહિ ગુરૂ સંતને, મૂક્યું નહિ અભિમાન. ૧૫

સંત ચરણ આશ્રય વિના, સાધન કર્યાં અનેક;
પાર ન તેથી પામીઓ, ઉગ્યો ન અંશ વિવેક. ૧૬

બહુ સાધન બંધન થયા, રહ્યો ન કોઇ ઉપાય;
સત્ સાધન સમજ્યો નહિ, ત્યાં બંધન શું જાય. ૧૭

પ્રભુ પ્રભુ લય લાગી નહિ, પડ્યો ન સદ્‌ગુરૂ પાય;
દીઠા નહિ નિજ દોષતો, તરિયે કોણ ઉપાય. ૧૮

અધમાધમ અધિકો પતિત, સકળ જગતમાં હુંય;
એ નિશ્ચય આવ્યા વિના. સાધન કરશે શુંય? ૧૯

પડી પડી તુજ પદ પંકજે, ફરિ ફરિ માગું એજ;
સદ્‌ગુરૂ સંત, સ્વરૂપ તુજ, એ દ્રઢતા કરિ દેજ. ૨૦



# અમૃત બિન્દુ ૫ મું.

## સ્તોત્રો.

### ૧ શ્રી ભક્તામર સ્તોત્ર.

ભક્તામર પ્રણુત મૌલિ મણિ પ્રભાણા,
મુદ્યોતકં દલિત પાપ તમો વિતાનમ઼;
સમ્યક્ પ્રણમ્ય જિનપાદ યુગં યુગાદા,
વાલંબનં ભવજળે પતતાં જનાનામ્. ૧

યઃ સંસ્તુતઃ સકલવાઙ્મય તત્વ બોધા,
દુદ્દભૂત બુદ્ધિ પટુભિઃ સુર લોક નાથૈઃ;
સ્તોત્રૈ ર્જગત્રિતય ચિત્ત હરૈ રૂદારૈઃ,
સ્તોષ્યેકિલાઽહમપિતં પ્રથમં જિનેંદ્રમ્. ૨

બુધ્ધયા વિનાપિ વિબુધાર્ચિત પાદ પીઠ,
સ્તોતું સમુદ્યતમતિ ર્વિગતત્રપોઽહમ;
બાલં વિહાય જલ સંસ્થિત મિંદુ બિંબ,
મન્યઃ ક ઇચ્છતિ જનઃસહસા ગ્રહીતુમ્. ૩

વક્તું ગુણાન્ ગુણ સમુદ્ર ! શશાંક કાંતાન,
કસ્તે ક્ષમઃ સુર ગુરૂ પ્રતિમોપિ બુદ્ધયા;
કલ્પાંત કાલ પવનોધ્ધત નક્ર ચક્રં,
કો વા તરી તુમલમં બુનિધિં ભુજાભ્યામ્. ૪
સોઽહં તથાપિ તવ ભક્તિ વસાન્મુનીશ,
કર્ત્તું સ્તવં વિગત શક્તિ રપિ પ્રવૃતઃ;
પ્રીત્યાત્મ વીર્ય મવિચાર્ય મૃગોમૃગેંદ્રં,
નાભ્યેતિ કિંનિજ શિશો પરિ પાલનાર્થમ્. ૫
અલ્પશ્રુતં શ્રુતવતાં પરિહાસ ધામ,
ત્વદ્ ભક્તિ રેવ મુખરી કુરૂતે બલાન્મામ્;
યત્કોકિલઃ કિલ મધૌ મધુરં વિરોતિ,
તચ્ચ રૂ ચામ્ર કલિકા નિકરૈક હેતુંઃ ૬
ત્વત્સંસ્તવેન ભવ સંતતિ સન્નિ બધ્ધં,
પાપં ક્ષણાત્ક્ષય મુપૈતિ શરીર ભાજામ્;
આક્રાંત લોક મલિનીલમ શેષ માશુ,
સૂર્યાં શુ ભિન્નમિવ શાર્વર મંધકારમ્. ૭
મત્વેતિ નાથ તવ સંસ્તવનં મયેદ,
મારભ્યતે તનુ ધિયાપિ તવ પ્રભાવાત્;

ચેતો હુરિષ્યતિ સતાં નલિનીદ લેષુ,
મુક્તાફલ દ્યુતિ મુપૈતિ નનૂદ બિંદુઃ. ૮
આસ્તાં તવ સ્તવન મસ્ત સમસ્ત દોષં,
ત્વત્સંકથાપિ જગતાં દુરિતાનિ હંતિ;
દૂરે સહસ્ર કિરણઃ કુરૂતે પ્રભૈવ,
પદ્મા કરેષુ જલજાનિ વિકાશ ભાંજિ. ૯
નાત્યદ્ ભુતં ભૂવન ભૂષણ ભૂતનાથ,
ભૂતૈર્ગુણૈર્ભુવિ ભવંતમ ભિષ્ટુવંતઃ;
તુલ્યા ભવંતિ ભવતોનનુ તેન કિંવા,
ભૂત્યાશ્રિતં યઇહ નાત્મસમં કરોતિ. ૧૦
દષ્ટ્વા ભવંતમ નિમેષ વિલોકનીયં,
નાન્યત્ર તોષમુપયાતિ જનસ્ય ચક્ષુઃ;
પીત્વા પયઃ શશિકર દ્યુતિ દુગ્ધ સિંધોઃ;
ક્ષારં જલ જલનિધે રશિતું ક ઇચ્છેત્. ૧૧
યૈઃ શાંત રાગ રૂચિભિઃ પરમાણુ ભિસ્ત્વં,
નિર્માપિત સ્ત્રિ ભુવનૈ કલલામ ભૂત;
તાવંત એવ ખલુ તે ઽપ્યણવઃ પૃથિવ્યાં,
યત્તે સમાનમ પરં નહિ રૂપ મસ્તિ. ૧૨

વક્રં ક્વ તે સુરનરો રગ નેત્ર હુરિ,
નિઃશેષ નિર્જિત જગત્રિકયો પમાનતમ્;
બિંબં કલંક મલિનં ક્વ નિશાકરસ્ય ,
યદ્વાસરે ભવતિ પાંડુપલાશકલ્પમ્. ૧૩
સંપૂર્ણ મંડલ શશાંક કલા કલાપ ,
શુભ્રા ગુણા સ્રિ ભુવનં તવ લંઘયંતિ
યે સંશ્રિતા સ્રિ જગદીશ્વર નાથ મેકં
કસ્તાન્નિવારયતિ સંચરતોય થેષ્ઠમ્. ૧૪
ચિત્રં કિમત્ર યદિ તે ત્રિદશાંગ નાભિ ,
ર્નીતં મનાગપિ મનો ન વિકાર માર્ગમ્ ;
કલ્પાંત કાલ મરૂતા ચલિતા ચલેન ,
કિં મંદરાદ્રિ શિખરં ચલિતં કદાચિત ૧૫
નિર્દ્ધુ મવર્તિ રપ વર્જિત તૈલપૂરઃ ,
કૃત્સ્નં જગત્રયમિદં પ્રકટી કરોષિઃ ;
ગમ્યો ન જાતુ મરૂતા ચલિતા ચલાનાં,
દીપોઽપરસ્ત્વમસિ નાથં જગત્પ્રકાશઃ ૧૬
નાસ્તં કદાચિ દુપયાસિ ન રાહુ ગમ્યઃ,
સ્પષ્ટી કરોષિ સહસા યુગ પજ્જગંતિ;

નાંભોધરો દર નિરૂધ્ધ મહા પ્રભાવઃ,
સુર્યાતિ શાયિ મહિમાસિ મુનીંદ્ર લોકે; ૧૭
નિત્યે દયં દલિત મોહ મહાંધકારં,
ગમ્યં ન રાહુ વદનસ્ય ન વારિદાનામ્ ;
વિભ્રાજતે તવ મુખાબ્જ મનલ્પ કાંતિં,
વિદ્યોતય જગદ પૂર્વ શશાંક બિંબમ્. ૧૮
કિં સર્વરીષુ શશિનાન્હિ વિવસ્વ તાવા,
યુષ્મન્મુખેંદુ દલિતેષુ તમસ્સુ નાથ;
નિસ્પન્ન સાલિ વન શાલિનિ જીવ લોકે,
કાર્યં કિયજ્જલધરૈર્જલ ભાર નમ્રૈઃ ૧૯
જ્ઞાનં યથા ત્વયિ વિભાતિ કૃતાવકાશં,
નૈવં તથા હરિહરાદિષુ નાયકેષુ;
તેજઃ સ્ફુરન્મણિ ષુયાતિ યથા મહત્ત્વં,
નૈવં તુ કાચ શકલે કિરણા કુલે ऽપિ. ૨૦
મન્યે વરં હરિહરાદય એવ દૃષ્ટા,
દૃષ્ટેષુ યેષુ હ્રુદયં ત્વયિ તોષમેતિ;
કિં વીક્ષિતેન ભવતા ભુવિ યેન નાન્યઃ;
કશ્ચિન્મનો હરતિ નાથ ભવાંતરેऽપિ. ૨૧

સ્ત્રીણાં શતાનિ શતશો જનયંતિ પુત્રા,
નાન્યા સુતં ત્વદુપમં જનની પ્રસુતા;
સર્વાદિશો દધતિ ભાનિ સહસ્ત્ર રશ્મિં,
પ્રાચ્યેવ દિગ્જનયતિ સ્ફુરદં શુજાલમ્. ૨૨
ત્વામામનતિ મુનયઃ પરમં પુમાંસ,
માદિત્ય વર્ણમમલં તમસઃ પુરસ્તાત્;
ત્વામેવ સમ્ય ગુપલભ્ય જયંતિ મૃત્યું,
નાન્યઃ શિવઃ શિવપદસ્ય મુનીંદ્ર પંથાઃ. ૨૩
ત્વા મવ્યયં વિભુમચિંત્ય મસંખ્ય માદ્યં,
બ્રહ્માણ મીશ્વર મનં તમનંગ કેતુમ્;
યોગીશ્વરં વિદિત યોગમનેક મેક,
જ્ઞાન સ્વરૂપ મમલં પ્રવદંતિ સંતઃ. ૨૪
બુધ્ધ સ્ત્વમેવ વિબુધાર્ચિત બુધ્ધિ બોધા,
ત્વં શંકરોસિ ભુવનત્રય શંકર ત્વાત્;
ધાતા સિધીર શિવમાર્ગ વિધે વિંધાનાત્,
વ્યક્તં ત્વમેવ ભગવાન ! પુરૂષોત્તમોઽસિ. ૨૫
તુભ્યં નમસ્ત્રિ ભુવનાર્ત્તિ હરાય નાથ,
તુભ્યં નમઃ ક્ષિતિતલામલ ભૂષણાય;

તુભ્યં નમસ્ત્રિ જગતઃ પરમેશ્વરાય,
તુભ્યં નમો જિન ભવોદધિ શોષણાય. ૨૬
કોવિશ્મયોઽત્ર યદિ નામ ગુણૈર શેષૈ,
સ્ત્વં સંશ્રિતો નિરવકાશતયા મુનીશ;
દોષૈ રૂપાત્ત વિવિધાશ્રય જાત ગર્વૈઃ,
સ્વપ્નાંતરેપિ ન કદાચિદ પીક્ષિતોસિ. ૨૭
ઉચ્ચૈર શોકતરૂ સંશ્રિત મુન્મયૂષ,
માભાતિ રૂપ મમલં ભવતો નિતાંતમ્;
સ્પષ્ટોલ્લ સત્કિરણ મસ્ત તમો વિતાનં,
બિંબં રવેરિવ પયોધર પાર્શ્વવર્તિ. ૨૮
સિંહાસને મણિ મયૂખ શિખાવિચિત્રે,
વિભ્રાજતે તવ વપુઃ કનકા વદાતમ્;
બિંબં વિયદ્વિલ સદંશુલતા વિતાનં,
તુંગોદયાદ્રિ શિરસીવ સહસ્ત્ર રશ્મેઃ. ૨૯
કુંદાવદાત ચલચામર ચારૂ શોભં;
વિભ્રાજતે તવ વપુઃ કલધૌત કાંતમ્;
ઉદ્યત્છશાંક શુચિનિર્જર વારિધાર,
મુચ્ચૈ સ્તટં સુરગિરેરિવ શાત કૌંભમ્. ૩૦

છત્રત્રયં તવ વિભાતિ શશાંકકાંત,
મુચ્ચૈઃ સ્થિતં સ્થગિત ભાનુ કર પ્રતાપમ્;
મૂક્તાફલ પ્રકર જાલવિ વૃધ્ધ શોભં,
પ્રખ્યાપયત્રિ જગતઃ પરમેશ્વરત્વમ્. ૩૧
ગંભીર તારવ પૂરિત દિગ્વિભાગ,
સ્ત્રૈલોક્ય લોક શુભ સંગમ ભૂતિદક્ષઃ;
સધ્ધર્મરાજ જયઘોષણ ઘોષકઃ સન્,
ખેદું દુદભિર્ધ્વનતિ તે યશસઃ પ્રવાદી. ૩૨
મંદાર સુંદર ન મેરૂ સુપારિજાત,
સંતાનકાદિ કુસુમોત્કર વૃષ્ટિ રધ્ધા;
ગંધોદ બિંદુ શુભ મંદમરૂત્પ્રપાતા,
દિવ્યા દિવઃ પતન્તિ તે વચસાં તતિર્વા. ૩૩
શુભ્ર પ્રભાવલયભૂરિ વિભા વિભોસ્તે,
લોકત્રય ધ્રતિમતાં દ્યુતિમાક્ષિપંતી;
પ્રોદ્યદ્દિવાકર નિરંતરભૂરિ સંખ્યા,
દિપ્તિર્જયત્યપિ નિશામિવ સોમસૌમ્યામ્. ૩૪
સ્વર્ગાપવર્ગગમ માર્ગ વિમાર્ગણેષ્ટ;
સધ્ધર્મ તત્ત્વ કથનૈકપટુ સ્ત્રિલોકયામ્;

દિવ્ય ધ્વનિર્ભવતિ તે વિશદાર્થ સર્વ,
ભાષા સ્વભાવ પરિણામ ગુણૈઃ પ્રયોજ્યઃ ૩૫
ઉન્નિદ્ર હેમ નવ પંકજ પુંજ કાંતી,
પર્યુલ્લસન્નખ મયૂખ શિખાભિરામૌ;
પાદોપદાનિ તવ યત્ર જિનેંદ્રધત્તઃ,
પદ્માનિ તત્ર વિબુધાઃ પરિકલ્પયંતિ. ૩૬
ઈત્થં યથા તવ વિભૂતિરભૂજ્જિનેંદ્ર,
ધર્મોપદેશનવિધૌ ન તથા પરસ્ય;
યાદક્પ્રભા દિનકૃતઃ પ્રહતાંધકારા,
તાદૃક્ કૃતોગ્રહ ગણસ્ય વિકાશીનોપિ. ૩૭
શ્ચ્યોતન્મદા વિલ વિલોલ કપોલ મૂલ,
મત્તભ્રમદ્ ભ્રમર નાદ વિવૃદ્ધ કોપમ્;
ઐરાવતા ભમિભમુધ્ધત માપતંતં,
દષ્ટ્વા ભયં ભવતિનો ભવદા શ્રિતાનામ્. ૩૮
ભિન્નેભ કુંભગલ દુજ્જલ શોણિતાકત,
મુકતાફલ પ્રકર ભૂષિત ભૂમિ ભાગઃ;
બદ્ધ ક્રમઃ ક્રમગતાં હરિણાધીપોઽપિ.
ના ક્રામતિ કમયુગાચલ સંશ્રિતં તે. ૩૯

કલ્પાંતકાલ પવનોદ્ધત વન્હિ કલ્પં,
દાવાનલં જ્વલિત મુજ્જ્વલમુત્સ્પુલિંગમ્;
વિશ્વં જિઘત્સુમિવ સન્મૂખ માપતંતં,
ત્વન્નામ કીર્તન જલં શમયત્ય શેષમ્. ૪૦
રકતેક્ષણં સમદ કોકિલ કંઠનીલં,
ક્રોધોદ્ધતં ફણિનમુત્ફણ માપ તંતમ્;
આક્રામતિ ક્રમયુગેન નિરસ્ત શંક,
સ્ત્વન્નામ નાગદમની હૃદિ યસ્ય પુંસઃ. ૪૧
વલ્ગ ત્તુરંગ ગજ ગર્જિત ભીમનાદ,
માજૌ બલં બલવતા મપિ ભૂપતીનામ્;
ઉદ્ય દ્દિવાકર મયૂખ શિખાપ વિદ્ધં,
ત્વત્કીર્તનાત્ત મઈ વાશુ ભિદામુપૈતિ. ૪૨
કુંતાગ્ર ભિન્ન ગજ શોણિત વારિવાહ,
વેગાવતાર તરણાંતુર યોધ ભીમે;
યુદ્ધે જયં વિજિત દુર્જય જેય પક્ષા,
સ્ત્વત્પાદ પંકજવના શ્રયિણોલભન્તે. ૪૩
અંભો નિધૌ ક્ષુભિત ભીષણ નક્રચક્ર,
પાઠીન પીઠ ભય દોલ્વણ વાડ્વાગ્નૌ;

रंगत्तरंग शिखर स्थितयान पात्रा,
स्त्रासं विहाय भवतः स्मरणाद् व्रजंति. ४४
उद्‌ भूत भीषण जलोदर भार भुग्नाः,
शोच्यां दशामुपगता श्च्युत जीवीताशाः;
त्वत्पाद पंकज रजोऽमृत दिग्ध देहा,
मर्त्या भवंति मकरध्वज तुल्य रूपाः. ४५
आपाद कंठ मुरु शृंखल वेष्टि तांगा,
गाढं बृहुनिगडकोटि निघृष्ट जंघाः;
त्वन्नाम मंत्र मनिशं मनुजाः स्मरंतः,
सद्यः स्वयं विगत बंध भया भवंति. ४६
मत्त द्विपेंद्र मृगराज दवानलाहीः
संग्राम वारिधि महोदर बंधनोत्थम्
तस्या शुनाशमु पयाति भयं भियेव,
यस्तावकं स्तवमिमं मति मान धीते. ४७
स्तोत्र स्त्रजं तव जिनेंद्र गुणै र्निबध्धां,
भक्त्याम चारु चिरवर्ण विचित्र पुष्पाम्;
धत्ते जनो य इह कंठ गतामज स्त्रं,
तं मानतुंग मवशा समुपैति लक्ष्मीः. ४८

## ૨ શ્રી કલ્યાણ મંદિર સ્તોત્ર.

### ( હરીગીત છંદ )

કલ્યાણનું મંદિર અને ઉદાર ઈચ્છીત આપવે,
દાતા અભય ભયભીતને સમર્થ દુરિત કાપવે;
સંસાર દરિયે ડુબતાને નાવ રૂપે જે વળી,
નિર્દોષ પ્રભુના પદ કમળને પ્રથમ હું પ્રેમે નમી. ૧
સાગરસમા જેના મહીમાની સ્તુતિ કરવા વિષે,
વિશાળ બુદ્ધિ સુર ગુરૂ તે છેક શક્તિહીણ દીશે;
વળી કમઠ કેરા ગર્વને જે બાળવે અગ્નિ અરે,
તીર્થેશની સ્તુતિ કરીશજ તેમની હું તો ખરે. ૨
સામાન્ય રીતે પણ તમારા રૂપને વિસ્તારવા,
જીનરાજ ! શક્તિમાન દુર્લભ મુંઢ મુજસમ છે થવા;
દીન અંધ ધીરજવાન બચ્ચું ઘુડનું જે તેહથી,
નહિ સૂર્ય કેરા રૂપને વર્ણી શકાશે સ્નેહથી. ૩
અનુભવ કરે તુજ ગુણતણો જન મોહના ટળવા થકી;
નહિં પાર પામે નાથ ! તે પણ આપ ગુણ ગણતાં કદી;

જ્યમ પ્રલય કાળવડે ખસેલા જળ થકી સમુદ્રના,
ખુલ્લા થયેલા રત્ન ઢગલા કોથી માપી શકાય ના. ૪
હે દિપ્યમાન અસંખ્ય ગુણુની ખાણુ નાથ તમારી હું,
આરંભતો કરવા સ્તુતિ પણુ મંદ બુદ્ધિમાન છું;
શું બાળ પણુ કે, તું નથી લંબાવી બેઉ હાથને,
નિજબુદ્ધિના અનુસારથીજ સમુદ્રના વિસ્તારને. ૫
હે ઈશ ! યોગી પણુ તમારા ગુણુ જે ન કહી શકે,
સામર્થ્ય મારૂં કયાંથી વર્ણન મુજથી તેનું થઇ શકે;
વિચાર વિણુનું કાર્ય આ ગણુાય મારૂં તેહુથી,
પણુ પક્ષી શું પોતાતણી ભાષા કહો વદતાં નથી ? ૬
અચિંત્ય મહિમાવાન સ્તુતિ આપની હો જીન રે
તુજ નામ પણુ સંસારથી ત્રૈલોકનું રક્ષણુ કરે;
જયમ ગ્રીષ્મ કેરા સખત તાપવડે મુસાફર જે દુઃખી,
તે થાય કમળ તળાવ કેરા શીતળ વાયુથી સુખી. ૭
હે સ્વામિ આપ હૃદય વિષે આવો તદા પ્રાણી તણાં,
ક્ષણુ માત્રમાં દૃઢ કર્મબંધન જાય તુટી જગ તણાં;
વનનાં મયુરો મધ્યમાં જેવી રીતે આવ્યા થકી,
ચંદન તણા તરૂથીજ સર્પો સઘ છુટે છે નકી. ૮

દર્શન અહો જીનેંદ્ર ! માત્ર મનુષ્યને જો થાય છે.
તો સેંકડો દુઃખ ભય ભરેલાં સ્હેજમાં ટળી જાય છે;
ગોવાળ કીંવા સુર્ય તેજસ્વી તણા દીઠા થકી;
પશુઓ મુકાયે સદ્ય જેવાં નાસતા ચોરો થકી. ૯
તારક તમે જીન રાજ ! કેવી રીતથી સંસારીના,
તમને હૃદયમાં ધારી ઉલટા તારતા સંસારીઆ !
આશ્ચર્ય છે પણ ચર્મ કેરી મસકથી સાચું ઠરે,
અંદર ભરેલા વાયુના આધારથી જળને તરે ! ૧૦
હરિ, હર અને બ્રહ્માદિના પ્રભાવને જેણે હણ્યો,
ક્ષણમાત્રમાં તે રતિ પતિને સ્હેજમાં આપે હણ્યો;
જે પાણી અગ્નિ અન્યને બુઝાવતું પળવારમાં,
તે પાણીને વડવા નળે પીધું ન શું ક્ષણ વારમાં ? ૧૧
હે સ્વામિ ! અતિશય ભાર વાળા આપને પામ્યા પછી,
કેવી રીતે પ્રાણી અહો ! નીજ હૃદયમાં ધાર્યો થકી;
અતિ લઘુ પણે ભવરૂપ દરિયો સ્હેજમાં તરી જાય છે ?
અથવા મહાન જનો તણો મહિમા અચિંત્ય ગણાય છે. ૧૨
હે પ્રભુ ! જ્યારે પ્રથમથી આપે હણ્યો તો ક્રોધને,
આશ્ચર્ય ત્યારે કેમ બાળ્યા કર્મ રૂપી ચોરને ?

અથવા નહીં આ અવનીમાં શું, દેખવામાં આવતું ?
શીતળ પડે જે હીમ તે લીલાં વનોને બાળતું ! ૧૩
હે જીન ! યોગી આપને પરમાત્મ રૂપેથી સદા,
નિજહૃદય કમળે જ્ઞાન રૂપી ચક્ષુથી અવલોકતા;
પુનિત નિર્મળ કાંતિવાળા કમળનું બી સંભવે,
શું કમળ કેરી કર્ણિકાના મધ્ય વિણ બીજે સ્થળે ? ૧૪
ક્ષણ માત્રમાં જીનરાજ ! ભવિજન આપ કેરા ધ્યાનથી,
પામે દશા પરમાત્મની તજી દેહને પ્રભુ જ્ઞાનથી;
જ્યમ તિવ્ર અગ્નિ તાપથી મિશ્રીત ધાતુ હોય તે,
પથ્થરપણાને ત્યાગીને તત્કાળ સોનું થાય છે ! ૧૫
હે જીન ! હમેશાં ભવ્યજન જે દેહના અંતર વિષે,
ધરતા તમારૂ ધ્યાન તેના નાશ કરતા કેમ તે ?
અથવા સ્વભાવ મહાજન મધ્યસ્તનો એવો સદા,
વીગ્રહ તણો કરી નાશને શાંતિ પ્રસારે ઉભય થા. ૧૬
નહિં ભેદ હે પ્રભુ ! આપને આત્મા વિષે એ બુદ્ધિથી,
ચિંતન કરે પંડિત અંહીતે, આપ સમ થાયે નકી;
જે જળ વિષે શ્રદ્ધા થકી, અમૃત તણું ચિંતન કરે,
તે જળ ખરેખર વિષના વિકારને શું ના હરે ? ૧૭

તમનેજ અજ્ઞાને રહિત પરધર્મી પણ નામાંતરે,
વિભુ! હરિહરાદિક બુદ્ધિથી નિશ્ચય કરી પામે ખરે;
કમળા તણા રોગેથી જેનાં નેત્ર પ્રભુ! પીળાં રહે,
તે સાફ ધોળા શંખને શું પીત વર્ણી નહીં કહે? ૧૮
ધર્મોપદેશ તણા સમયમાં આપના સહુવાસથી,
તરૂ પણ અશોકજ થાય, તો શું મનુજનું કેવું પછી?
જ્યમ સૂર્યના ઉગ્યા થકી નામાત્ર માનવી જાગતાં,
પણ વૃક્ષપલ્લવ પુષ્પ સાથે સ્હેજમાં પ્રફુલિત થતાં. ૧૯
ચારે દિશાયે દેવ જે પુષ્પો તણી વૃષ્ટિ કરે,
આશ્ચર્ય નીચાં મુખવાળાં ટીડથી તે કયમ પડે?
હે મુનીશ! અથવા આપનું સામિપ્ય જવપમાય છે,
પંડિત અને પુષ્પો તણાં બંધન અધોમુખ થાય છે. ૨૦
જે આપના ગંભીર હૃદયના સમુદ્રમાંથી ઉપજે,
તે વાણીમાં અમૃતપણું લોકો કહે તે સત્ય છે;
કાંકે કરીને પાન પરમાનંદને ભજતા થકા,
ભવિજન અહો એથી કરીને શીઘ્ર અજરામર થતા, ૨૧
દેવો વીંઝે જે પવિત્ર ચામ્ર, સ્વામિ! આપ સમીપતે,
હું ધારૂં છું નીચા નમી ઉંચા જતાં એમજ કહે;

" મુનિ શ્રેષ્ટ એવા પાર્શ્વને જે નમન કરશે સ્નેહથી,
તે શુદ્ધ ભાવી ઉર્ધ્વ ગતિને પામશે નિશ્ચય થકી." ૨૨

સુવર્ણ રત્નોથી બનેલા ઉજળા સિંહાસને,
ગંભીર વાણી વાન રૂપે શ્યામ સ્વામી આપને;
ઉત્સુક થઇને ભવ્ય જન રૂપી મયુરો નિરખે,
મેરૂ શિરે અતિ ગાજતા નવ મેઘ સમ પ્રીતી વડે. ૨૩

ઉંચે જતી તુમ સ્યામ ભામંડળ તણી કાંતિ વડે,
લોપાય રંગ અસોક કેરા પાનનો સ્વામિ ખરે;
પ્રાણી સચેતન તો પછી વીતરાગ ! આપ સમાગમે,
રે કોણ આ સંસારમાં પામે નહીં વૈરાગ્યને. ૨૪

"રે રે પ્રમાદ તજો, અને આવી ભજો આ નાથને,
જે મોક્ષપુરિ પ્રત્યે જતા વ્યાપારી પારસનાથને;"
સુર દુંદુભીનો શબ્દ જે આકાશમાં વ્યાપી રહે,
હું માનું છું હે દેવ ! તે ત્રૈલોકને એમજ કહે. ૨૫

હે નાથ ! આ ત્રૈલોકમાં પ્રકાશ જવ આપે કર્યો,
તારા સહિત આ ચંદ્રમા, તવ હીણુ અધીકારી ઠર્યો;

ખોતી સમુહે શોભતાં ત્રણ છત્રના મીશે કરી,
(તે) આવ્યો પ્રભુની પાસ નકી રૂપ ત્રણ જાણે ધરી. ૨૬

કીર્તી પ્રતાપજ, કાંતિ કેરા સમુહથી ત્રૈલોક આ,
ગોળા રૂપે ભગવાન ! જ્યમ આપે પુરેલાં હોય ના;
રૂપુ સુવર્ણ, અને વળી માણિક્યથી નિર્મીત ખરે,
ચોપાસથી શોભી રહ્યા ત્યમ આપ ત્રણ કિલા વડે. ૨૭

પડતી પ્રભુ ! તુમ પાદમાં દેવેન્દ્ર નમતા તેમની,
રત્ને રચીત મુગટો તજીને દિવ્ય માળા પુષ્પની;
હું માનું છું મનમાં ખરે એ યોગ્ય થાય સર્વથી,
વિભુ ! આપનો સંગમ થતાં સુમનો બીજે રમતા નથી. ૨૮

હે નાથ ! આ સંસાર સાગરથી તમે વિમુખ છતે,
નિજ આશ્રિતોને તારતા, વિશ્વ વેશ તેતો યોગ્ય છે;
લોકો તરે માટીતણા ઘટ કર્મ પાક સહિતથી,
આશ્ચર્ય વિભુ ! પણ આપતો છો રહીત કર્મ વિપાકથી. ૨૯

વિશ્વેશ ! જનપાલક ! છતાં પણ આપ દુર્ગત દીશતા,
હે ઇશ ! અક્ષર છો, તથાપી રહિત લીપી સર્વથા;

વળી દેવ છો, અજ્ઞાનિને પણ તારનાર સદૈવજે,
વિચિત્ર તે ત્રિલોક બોધક જ્ઞાન આપ વિષે સ્ફુરે. ૩૦

આકાશ આચ્છાદિત કરે એવી અતીશય ધુળ જે,
શઠ કમઠ દૈત્યે ક્રોધથી ઉડાડી સ્વામિ આપને;
છાયા પરંતુ નાથ! તેથી આપની ઢંકાઈ નથી,
ઉલટો છવાયો દુષ્ટ પોતે કૃત્ય પોતાના થકી. ૩૧

વિજળી સહિત ઘનઘોર મુશળધારથી વળી વર્ષતો,
વર્ષાદ દુસ્તર કમઠ દૈત્યે, છોડિયો પ્રભુ! ગાજતો;
તેણે અહો જીનરાજ! ઉલટું રૂપ ત્યાં સ્હેજે ધર્યું,
તિક્ષણ છુરી તલવાર કેરૂં કામ તે સામું કર્યું. ૩૨

વિકાળ ઉંચા કેશ લટકે માળ શબના શીરની,
ભયકારી અગ્નિમુખ વિશેથી નિકળે જેના વળી;
એવો સમુહ પિશાચનો જે આપ પ્રત્યે પ્રેરિયો,
હે દેવ! પ્રતિભવ દુઃખકારી તેહને તે તો થયો. ૩૩

હે ત્રણ ભુવનના નાથ! જેઓ અન્ય કાર્યો છોડીને;
ત્રિકાળ વિધીવત પૂજતા તુમ ચરણને ચિત જોડીને;

વળી ભક્તિના ઉલ્લાસથી રોમાંચવાળો દેહ છે,
આ પૃથ્વીમાં તે ભવ્ય જનને હે પ્રભુજી! ધન્ય છે. ૩૪

હે મુનીશ ! આ સંસારરૂપ અપાર સાગરને વિષે,
હું માનું છું, તુંમ નામ નહિ મુજ શ્રવણમાં આવ્યું હશે;
શુણ્યા છતાંય પવિત્ર મંત્રરૂપી તમારા નામને,
આપત્તિરૂપી સર્પિણી શું સમીપમાં આવી શકે ? ૩૫

હે દેવ ! જન્માંતર વિષે પણ આપના બે ચરણ જે,
બળવાન ઇચ્છિત આપવે તે, મેં નહીં પૂજ્યા હશે;
હે મુનીશ ! હું તેથી કરીને જરૂર આ ભવને વિષે,
સ્થળ હૃદયવેધક પરાભવનું થયેલો જાતે દીશે. ૩૬

નિશ્ચય અરે ! મોહાંધકારે વ્યાપ્ત એવાં નેત્રથી,
પુર્વ કદીમેં એક વેળા પણ પ્રભુ જોયા નથી;
કેવી રીતે થઈ હૃદયભેદક અન્યથા પીડે મને,
બળવાન બંધનની ગતિવાળા અનર્થો શરીરને. ૩૭

કદી સાંભળ્યા, પૂજ્યા ખરેખર, આપને નિરખ્યા હશે,
પણ પ્રીતિથી ભક્તિવડે નહિ હૃદયમાં ધાર્યા હશે;

જન બંધુ ! તેથી દુઃખપાત્ર થયેલ છું ભવને વિશે,
કાંકે ક્રિયા ભાવે રહિત નહિ આપથી ફલ કાંઇએ. ૩૮

સુખકારી સરણાગત પ્રભુ! હિતકારી જન દુઃખિયાતણા,
હે યોગિયોમાં શ્રેષ્ટ! સ્થળ કરૂણા અને પુણ્યજતણા;
ભક્તિથકી નમતો હું, તે મહેશ ! મારા ઉપરે,
તત્પર થશો દુઃખ અંકુરોને ટાળવા કરૂણાવડે. ૩૯

અસંખ્ય બળનું શરણને વળી શરણુ કરવા યોગ્ય જે,
અરી નાશથી થઇ કીર્તી એવા આપના પગકમળને;
સરણે છતાં પણ ભુવન પાવન! ધ્યાનથી કદી હીણતો,
છું પ્રથમથીજ હણાયલો હણવાજ માટે યોગ્ય જો. ૪૦

હે અખિલ વસ્તુ જાણનાર! વંદ્ય! હે દેવેન્દ્રને,
સંસારના તારક! અને ભુવનાધિનાથ! પ્રભુ! તમે;
ભયકારી દુઃખ દરીયાથકી આજે પવિત્ર કરો અને,
કરૂણાતણા હે સિંધુ ! તારો દેવ ! દુઃખીયાને મને. ૪૧

હે નાથ ! આપ ચરણકમળની નિત્ય સંચીત જે કરી,
તે ભક્તિકેરી સંતતીનું હોય ફળ કદી જો જરી;

તો શરણુ કરવા યોગ્ય ! માત્રજ આપને શરણે રહ્યો,
તે અંહી અને ભવ અન્યમાં પોતેજ મુજ સ્વામી થજો. ૪૨
એ રીતથી રૂડે પ્રકારે સ્થિર બુદ્ધિવાનને,
અતિ હર્ષથી રોમાંચી જેના શરીરકેરાં અંગ તે;
તુજ મુખકમળ નિર્મળ વિષે જીનેન્દ્ર! બાંધી દ્રષ્ટીને,
હે ભવ્યજન હે પ્રભુ! રચે છે, આપકેરી સ્તુતિને. ૪૩

## પુષ્પિતાગ્રા છંદ.

જન નયન કુમુદચંદ્ર સ્વામી, ચળકતી સંપદ સ્વર્ગનીજ પામી;
નિરમળ મનના થવા થકીએ, તુરત જશે જન મોક્ષને વિષે તે ૪૪

## ૩ શ્રી પુચ્છિસુણં.

( આ પુચ્છિસુણં દિવસ રાત્રિના પહેલા અને છેલ્લા પહોરમાં વંચાય અને ભણાય છે. )

પુચ્છિસ્સુણં સમણા માહણાય, આગારિણો યા પર તિથિયાય;
સે કેઈ ણેગંત હિય ધમ્મ માહુ, અણેલિસં સાહુ સમિખયાએ. ૧
કહંચ નાણં કહં દંસણંસે, સીલં કહં નાય સુયસ્સ આસી;
જાણા સીણં ભિખ્ખુ જહા તહેણં, અહા સુયંબૂહિ જહાણી સંતં. ૨

ખેયન્ને સે કુસલે મહેસી, અણંત નાણીય અણંત દંસી;
જસંસ્સિણો ચખ્ખુ પહે ઠિયસ્સ, જાણાહિ ધમ્મં ચધિઇ ચપેહા. ૩
ઉઢ્ઢં અહેયં તિરિયં દિશાસુ, તસાય જે થાવર જેહપાણા;
સે નિચ્ચ નિચ્ચેહી સમિખ પન્ને, દિવેવ ધમ્મં સમિયં ઉદાહુ. ૪
સે સવ્વદંસી અભિભૂય નાણી, નિરામ ગંધે ધિ મંહિયપ્પા;
અણુત્તરે સવ્વ જંગ સિ વિજં, ગંથા અતીતે અભયે અણાઉ. ૫
સે ભુઈ પન્ને અણિએ અચારી, ઉહંતર ધીરે અણંત ચખ્ખુ;
અણુત્તરે તપઈ સૂરિ એવા, વઈ રોયણીં દેવ તમંપ ભાસે. ૬
અણુંત્તરં ધમ્મ મીણં જિણાણં, નેયા મુણિ કાસવ આસુપન્ને;
ઇ દેવ દેવાણં મહાણુભાવે, સહસ્સણેતા દિ વિણં વિસિટે. ૭
સે પન્નયા અખય સાગરેવા, મહોદહિ વાવિ અણંત પારે;
અણાઈ લેયા અકસાઈ ભિખ્ખુ, સક્કેવ દેવા હિવઈ જુઇમે. ૮
સે વીરિએણં પડિપુન્ન વિરિએ, સુદંસણેવા નગ સવ્વ સેટે;
સુરાલએ વાસિ મુદાગરે સે, વિરાય એણેગ ગુણોવ વેએ. ૯
સયં સહસ્સાણઉ જોયણાંણં, તિકંડસે પડંગ વેજયંતે;
સેજે યણે નવ નવઈ સહસે, ઉદ્ધુસ્સિએ હેટ સહસ્સ મેગં. ૧૦

પુડે નમે ચોહઇ ભુમી વઢીએ, જં સુરીયો અણુ પરિયટ્ટયંતિ;
સેહેમ વન્ને બહુ નંદણેય, જંશી રયં વેદયંતિ, મહિંદા. ૧૧
સે પવ્વએ સદ્દ મહપ ગાસે, વિરાયઈ કંચણ મઠ વન્ને;
અણુત્તરે ગિરિસુય પવ્વ દુગે, ગિરિવરેસે જલિએવ ભોમે. ૧૨
મહીએ મંઝંમિ ઠિએણુ ગીંદે, પન્નાયત સૂચિય સુદ્ધ લેસે;
એવં સિરિએ ઉસ ભુરિવન્ને, મણોરમે જોઇએ અચીમાલી. ૧૩
સુદંસણં સ્સેવ જસો ગિરિસ્સ, પવુચ્ચઇ હઓ પવ્વયસ્સ;
એ તોવમે સમણે નાયપુત્તે, જાઇ જસોદંસણ નાણ સીલે. ૧૪
ગિરિવ દેવા નિસ હોય યાણં, રૂય અવ સેકે વલયાય તાણં;
તઉવમેસે જગભુઈ પન્ને, મુણીણ મઝેત મુદાહુ પન્ને. ૧૫
અણુત્તરં ધમ્મ મુઈ રહત્તા, અણુત્તરં ઝીણવરં ઝિયાયં;
સુ સુક્ક સુંક્કં અપગંડ સુક્કં, સખિંદુ વેગં તવદાત સુક્કં. ૧૬
અણુત્તરંગ્ગં પરમ મહેસી, અસેસકમ્મં સુવિ સોહ ઇત્તા;
સીદ્ધિં ગઈ સાઇ મણંત પત્તે, નાણેણં સીલેણય દંસણેણ. ૧૭
રૂખે સુણાએ જહ સામલીવા, જંસ્સિરઇં વેદયંતિ સુવન્ના;
વણે સુવા નંદણ માહુ શેઠં, નાણેણ સીલેણય ભૂઇપન્ને. ૧૮

થણીએ વસ દાણ અણુત્તરેઉ, ચદોવ તારાણ મહાણુ ભાવે;
ગંધે સુયા ચંદણ માહુ સેઠં, એવં મુણીણ અપ્પડિત્ર માહુ. ૧૯
જહા સયંભુ ઉદહીણ સેઠે, નાગે સુવા ધરણીંદ માહુ સેઠં;
ખખઓદ એવા રસ વેજયંતે, તવો વહાણે મુણિ વેજયંતે. ૨૦
હથિસુ એ રાવણ માહુણાએ, સીહો મિયાણં સલિલાણ ગંગા;
પખિ સુવા ગેરૂ લેવેણું દેવે, નિવ્વાણ વાદી નિહનાયપુત્તે. ૨૧
જોહે સુણાએ જહ વીસસેણે, પુપ્ફે સુવા જહ અરવીંદ માહુ;
ખત્તીણ સેઠે જહ દંત વક્કે, ઇસીણ સેઠે તહ વદ્ધ માણે. ૨૨
દાણાણ સેઠં અભયપ્પાયાણં, સચ્ચે સુવા અણવંજં વયંતિ;
તવે સુવા ઉત્તમ બંભચેરં, લોગુ તમે સમખે નાય પુત્તે. ૨૩
ઠીતિણ સેઠા લવ સતમાવા, સભા સુહમ્માવ સભાણ સેઠાં;
નિવ્વાણ સેઠા, જહ સવ્વ ધમ્મા, નનાય પુત્તા પરમ થિનાણી. ૨૪
પુઢોવમે ધુણઈ વિગય ગેહિ, નસ્સં નિહંકુવઇ આ સુપન્ને;
તરિતું સમુદંચ મહા ભવોધં, અભયંકરે વીર અણંત ચખ્ખુ. ૨૫
કોહંચ માણંચ તહેવ માયં, લોભં ચઉથં અઝય દોસા;
એ આણી વંતા અરહા મહેસી, નકુવઇ પાવન કાર વેઇ. ૨૬

કિરીયા કિરયં વેગઇયાણું વાયં, અન્ના નિયણં પડીયચ્ચ ઠાણં;
સે સવ્વવાયં ઇતિવેદઇતા, ઉવઠીએ ધમ્મ સદીહરાયં. ૨૭

સેવારિયા ઇથિ સરાઇભત્તં, ઉવ હાણુવં દુઃખ ખયઠીઆએ;
લોગં વિદિત્તા આરંપારંચ, સવ્વં પભુવારિય સવ્વ વારં. ૨૮

સોચ્ચાય ધમ્મં અરિહંત ભાસિયં, સમાહિયં અથપઉ વિસુદ્ધ;
તં સદ્ધ હંતાય જણા અણાઉ, ઇંદે દેવાહિ આગમી સ્સંતિ. ૨૯

(તિબેમિ)

# અમૃત બિન્દુ ૬ ઠું.

## ધર્મ-ધ્યાનનો કાઉસગ્ગ.

શેકંત (શું તે) ધમેઝાણે (ધર્મધ્યાન) ચઉવીહે (ચાર જાતના) ચઉપડીયારે (ચાર ચાર પડ ભેદ છે) પનંતે (પરૂપ્યા) તંજહા (તે આ પ્રમાણે) આણા વિજયે (આજ્ઞાનો વિચાર કરવો) આવાય વિજયે (દુઃખનો વિચાર કરવો) વિવાગ વિજયે (સુખને દુઃખ શાથી ભોગવે છે તેનો વિચાર કરવો) શંઠાણ વિજયે (લોકના આકારનો વિચાર કરવો) ધમ્મ સણુઝાણસ (ધર્મધ્યાનના) ચતારી લખણા (ચાર લક્ષણ) પન્નંતા તંજહા (આ પ્રમાણે કહ્યા.) આણારૂઇ (ધર્મ આજ્ઞાનીરૂચી) નિસગરૂઇ

( વિતરાગ દેવે પરૂપ્યું તેના ઉપર શ્રધ્ધા આણવાની રૂચી ) ઉવયેસરૂઇ ( ઉપદેશની રૂચી ) સુત્રરૂઇ ( સુત્ર સિધ્ધાંતની રૂચી ) ધમ્મસણઝ્ઝાણસ ( ધર્મ ધ્યાનના ) ચતારી આલંબણા (ચાર પ્રકારના આધાર) પન્નંતાતંજહા (તે આ પ્રમાણે કહ્યા) વાયણા ( વાંચવું ) પુછણા (પુછવું) પરિયટણા ( શીખેલું સભાળવું ) ધમ્મકહા (ધર્મકથા કરવી) ધમ્મસણઝ્ઝાણસ (ધર્મધ્યાનના) ચતારી અણુપેહા ( ચાર પ્રકારનો વિચાર ) પન્નંતાતંજહા ( તે આ પ્રમાણે કહ્યા) એગચાણુપેહા (એકલાપણાનો વિચાર -જીવ એકલો આવ્યો ને એકલો જશે તેનો વિચાર કરવો) અણીચાણુપેહા (અનિત્યપણાનો વિચાર કરવો -સંસાર અનિત્ય છે કોઇ કોઇનું નથી એવો વિચાર કરવો) અસરણાણુપેહા (અશરણપણાનો વિચાર-સંસારમાં કોઈ કોઇને ત્રાણ શરણ નથી એવો વિચાર કરવો ) સંસારાણુપેહા ( સંસાર વિષે વિચાર-સંસાર કેવો અસ્થિર છે તે વિષે વિચાર કરવો તે).

એ ધર્મ-ધ્યાનનો સુત્ર પાઠ કહ્યો હવે તેનો અર્થ કહે છે.

ધર્મ-ધ્યાનના ચાર ભેદ:- ૧ આણા વિજયે ૨ આવાય વિજયે ૩ વિવાગ વિજયે ૪ સંઠાણ વિજયે.

પહેલો ભેદ:-આણા વિજયે કહેતાં વિતરાગ દેવની આજ્ઞાનો વિચાર ચિંતવવો તે એકે:-સમકિત સહિત શ્રાવકના બાર વ્રત ને અગીયાર પડિમા તથા સાધુના પંચ મહાવ્રત ને બાર ભીખુની પડિમા; શુભ ધ્યાન, શુભ જોગ, જ્ઞાન. દર્શન, ચારિત્ર, તપ, છકાય જીવની રક્ષાએ વિતરાગની આજ્ઞા આરાધવી, તેમાં સમય માત્રનો પ્રમાદ ન કરવો. ચતુરવિધ તિર્થના ગુણ કિર્તન કરવા એ ધર્મધ્યાનનો પહેલો ભેદ કહ્યો.

બીજો ભેદ:-આવાય વિજયે કહેતાં, જીવ સંસારના દુ:ખ શાથી ભોગવે છે તેનો વિચાર ચિંતવવો તે એકે:-મિથ્યાત્વ, અવૃત, પ્રમાદ, કષાય, અશુભ જોગ, અઢાર પાપ સ્થાનક, છકાય જીવની હિંસા, એથી જીવ દુ:ખ પામે છે. એવું દુ:ખનું કારણ જાણી, એવો આશ્રવ મારગ છાંડી, સંવર મારગ આદરવો; જેથી જીવ દુ:ખ ન પામે. એ ધર્મધ્યાનનો બીજો ભેદ કહ્યો.

ત્રીજો ભેદઃ-વિવાગ વિજયે કહેતાં, જીવ જે સુખ દુઃખ ભોગવે છે તે શા થકી? તેનો વિચાર ચિંતવવો તે એ કેઃ-જીવે જેવે રસે કરી પૂર્વે જેવાં શુભાશુભ જ્ઞાનાવરણી આદિ આઠ કર્મ ઉપજાર્યાં છે, તે શુભાશુભ કર્મના ઉદયથી જીવ તે પ્રમાણે સુખદુઃખ અનુભવે છે, તે અનુભવતાં થકાં કોઇ ઉપર રાગદ્વેષ ન આણીએ, સમતાભાવ અણી, મન વચન કાયાના શુભ જોગ સહીત, જૈનધર્મને વિષે પ્રવર્તિએ; જેમ નિરાબાધ પરમસુખને પામીએ. એ ધર્મધ્યાનનો ત્રીજો ભેદ કહ્યો.

ચોથો ભેદઃ-સંઠાણ વિજયે કહેતાં, ત્રણ લોકના આકારનું સ્વરૂપ સુપઇઠીકને આકારે છે. લોક જીવ અજીવે કરી સંપુર્ણ ભર્યો છે. અસંખ્યાતા જોજનની કોડાકોડ ત્રિછોલોક છે, ત્યાં અસંખ્યાતા દ્વિપસમુદ્ર છે. તથા અસંખ્યાતા વાણુવ્યંતરના નગર છે, તથા અસંખ્યાતા જ્યોતિષીના વિમાન છે, તથા અસંખ્યાતિ રાજધાની છે. તેને મધ્યભાગે અઢીદ્વિપ છે તેમાંજ ધન્ય તીર્થંકર વીશને ઉત્કૃષ્ટા એકસો આઠ હોય, તથા જઘન્ય બે કોડ ને ઉત્કૃષ્ટા નવ કોડ કે વળી હોય; તથા

જઘન્ય બે હજાર ક્રોડ ને ઉત્કૃષ્ટ નવ હજાર ક્રોડ સાધુ સાધવી હોય, તેને તીખુતો આયાહિણું, પયાહિણું, વંદામી, નમંસામિ, સકારેમી, સમાણેમિ, કલ્લાણું, મંગલં, દેવયં, ચેઇયં પજ્જુવાસ્વામિ. તથા ત્રિછાલોક માંહે અસંખ્યાતા શ્રાવકશ્રાવિકા છે, તેના ગુણગ્રામ કરવાં. તે ત્રિછાલોકથકી અસંખ્યત ગુણો અધિક ઉર્ધ્વ લોક છે, ત્યાં બાર દેવલોક, નવ ગ્રૈવેયક, પાંચ અનુતર વિમાન છે, તે સર્વમાં મળી ચોરાશી લાખ, સતાણું હજાર, ત્રેવીશ વિમાન છે. તથા તે ઉપર સિધ્ધશિલ્લા છે. ત્યાં શ્રી સિદ્ધ ભગવંતજી નિરંજન નિરાકાર બિરાજે છે, તીખુતોથી જાવપજ્જુવા સ્વામિ સુધી કહેવું. તે ઉર્ધ્વલોકથી કાંઇક વિશેષ અધિક અધોલોક છે, ત્યાં સાત નરકના ચોરાશી લાખ નરકાવાસા છે, સાત ક્રોડ બહોતેર લાખ ભવનપતિના ભવન છે. એવાં ત્રણલોકના સર્વ સ્થાનક સમકિત કરણી વિના સવજીવે અનંતી અનંતીવાર જન્મમરણે કરી ફરસી મુકયાં છે. એમ જાણી સમકિત સહિત સુત્ર અને ચારિત્રધર્મની

આરાધના કરવી. જેમ અજર અમર નિરાબાધ પરમ સુખને પામીએ. એ ધર્મધ્યાનનો ચોથો ભેદ કહ્યો. તેમ ધર્મધ્યાનનો કાઉસગ્ગ પણ પુરો થયો.

---

## અમૃતબિન્દુ ૭ મું.

## આલોયણા.

### ૧ જીવરાશિની સઝાય.

હવે રાણી પદ્દમાવતી, જીવ રાશિ ખમાવે;
જાણપણું જગ તે દોહલું, એણી વેળાએ આવે.
તેમુજ મિચ્છામિ દુક્કડં. ૧
અરિહંતની સાખ, જે મેં જીવ વિરાધિયા;
ચોરાશી લાખ, તે મુજ મિચ્છામિ દુક્કડં. ૨
સાત લાખ પૃથ્વી તણા, સાતે અપકાય;
સાત લાખ તેઉ કાયના, સાતે વળી વાય. તેમુજ. ૩
દસ લાખ પ્રત્યેક વનસ્પતિ, ચૈદે સાદાર;
બીની ચૌરેં દ્રિયજીવના, બબે લાખ વિચાર. તેમુજ. ૪

દેવતા તિર્યંચ નારકી, ચાર ચાર પ્રકાશી;
ચઉદ લાખ મનુષ્યના, એલાખ ચોરાશી. તેમુજ. ૫

ઇણભવે પરભવે સેવિયાં, જે પાપ અઢાર;
ત્રિવિધે ત્રિવિધે કરી પરિહરૂં, દુર્ગતીનાં દાતાર. તેમુજ. ૬

હિંસા કીધી જીવની, બોલ્યા મૃષાવાદ;
દોષ આદત્તા દાનના, મૈથુન ઉનમાદ. તેમુજ. ૭

પરિગ્રહ મેળવ્યો કારમો, કીધો ક્રોધ વિશેષ;
માન માયા લોભ મેં કીધાં, વળી રાગ ને દ્વેષ. તેમુજ. ૮

કલહ કરી જીવ દુહવ્યા, દીધાં કુડાં કલંક;
નિંદા કીધી પારકી, રતી અરતિ નિશંક. તેમુજ. ૯

ચાડી કીધી પારકી, કીધો થાપણ મોસો;
કુગુરૂ કુદેવ કુધર્મનો, ભલો આણ્યો ભરોસો. તેમુજ. ૧૦

ખાટકીને ભવે મેં કીયાં, જીવના વધ ઘાત;
ચડીમાર ભવે ચરકલાં, માર્યાં દીન રાત. તેમુજ. ૧૧

કાજી મુલ્લાં ને ભવે, પઢી મંત્ર કઠોર;
જીવ અનેક જભ્ભે કિયા, કીધાં પાપ અઘોર. તેમુજ. ૧૨

માછીને ભાવે માછલાં, ઝાલ્યા જળવાસ;
ધીવર ભીલ કોળી ભવે, મૃગ પાડયા પાસ. તે મુજ. ૧૩

કોટવાલને ભવે મેં કિયા, આકરા કર દંડ;
બંધીવાન મરાવિયા, કોરડા છડી દંડ. તે મુજ. ૧૪

પરમાધામીને ભવે, દીધાં નારકી દુઃખ;
છેદન ભેદન વેદના, તાડન અતિ તીખ્ખ. તે મુજ. ૧૫

કુંભારને ભવે મેં કિયા, નીભાહ પચાવ્યા;
તેલી ભવે તલ પીલીયા, પાપે પીંડ ભરાવ્યા. તે મુજ ૧૬

હાળી ભવે હળ ખેડીયા, ફોડયાં પૃથ્વીનાં પેટ;
સૂડ નિંદણ કીયાં ઘણાં, દીધા બળદ ચપેટ. તે મુજ ૧૭

માળી ભવે રોપ રોપિયા, નાના વિધ વૃક્ષ;
મૂળ પત્ર ફળ પુલનાં, લાગ્યાં પાપ અલક્ષ. તે મુજ. ૧૮

અદોવાઇયાને ભવે, ભરિયા અધિકા ભાર;
પોઠી ઉંટ કીડા પડયા, દયા નાણી લગાર. તે મુજ. ૧૯

છીંપાને ભવે છેતર્યા, કીધા રંગણ પાસ;
અગ્નિ આરંભ કીધાં ઘણા, ધાતુર્વાદ અભ્યાસ. તે મુજ. ૨૦

સુરપણે રણ ઝુઝતાં, માર્યાં માણુસ વૃંદ;
મદિરા માંસ માખણ ભખ્યાં, ખાધા મુળને કંદ. તે મુજ. ૨૧

ખાણ ખણાવી ધાતુની, પાણી ઉલેચ્યાં;
આરંભ કીધા અતીઘણા, પોતે પાપજ સંચ્યા. તે મુજ. ૨૨

અંગાર કર્મ કીયા વળી, વનમેં દવજ દીધાં;
સમખાધા વીતરાગના, કુડા કોસજ કીધાં. તે મુજ. ૨૩

બીલ્લી ભવે ઉંદર ગળ્યાં, ગીરોળી હત્યારી;
મુંઢ ગમાર તણે ભવે, મેં જુ લીખ મારી. તે મુજ. ૨૪

ભાડભુજા તણે ભવે, એકેન્દ્રિય જીવ;
જાર ચણ્યા ઘઉં શેકિયા, પાડંતા રીવ. તે મુજ. ૨૫

ખાંડણ પીશણ ગારના, આરંભ અનેક;
રાંધણ ઇંધણ અગ્નિનાં, કીધાં પાપ ઉદ્રેગ. તે મુજ. ૨૬

વિકથા ચાર કીધી વળી, સેવ્યા પંચ પ્રમાદ;
ઇષ્ઠ વિયોગ પડાવિયા, રૂદન વિષવાદ. તે મુજ. ૨૭

સાધુ અને શ્રાવક તણાં, વ્રત લેઇને ભાગ્યાં;
મુળ અને ઉત્તર તણા, મુજ દૂષણ લાગ્યાં. તે મુજ. ૨૮

સાપ વીંછી સિંહ ચીતરા, શકરા ને સમળી;
હિંસક જીવ તણે ભવે, હિંસા કીધી સબળી. તે મુજ ૨૯
સુવાવડી દૂષણ ઘણાં, વળી ગર્ભ ગળાવીયા;
જીવાણી ઢોળ્યાં ઘણાં, શીળવ્રત ભંજાવ્યા. તે મુજ. ૩૦

ભવ અનંત ભમતાં થકાં, કીધો દેહ સબંધ;
ત્રિવિધેત્રિવિધે કરી વોસરૂં, કરૂં જન્મ પવિત્ર. તે મુજ. ૩૧
ભવ અનંત ભમતાં થકાં, કીધાં પરિગ્રહ સબંધ;
ત્રિવિધે ત્રિવિધે કરી વોસરૂં; તીણશું પ્રતિબંધ. તે મુજ ૩૨

ભવ અનંતા ભમતાં થકાં, કીધાં કુટુંબ સબંધ;
ત્રિવિધેત્રિવિધે કરી વોસરૂં, તિણશું પ્રતિબંધ. તે મુજ ૩૩
ઇણિપરે ઇહ ભવ પરભવે, કીધાં પાપ અખત્ર;
ત્રિવિધે ત્રિવિધે કરી વોસરૂં, કરૂં જન્મ પવિત્ર. તે મુજ. ૩૪
ઇણિ વિધે એ આરાધના, ભાવે કરશે જેહ;
સમય સુંદર કહે પાપથી, વળી છુટશે તેહ. તે મુજ. ૩૫
રાગ વૈરાડી જે સુણે, એહ ત્રીજી ઢાળ;
સમય સુંદર કહે પાપથી, છુટે તતકાળ. તે મુજ. ૩૬

## ૨ આલોયણા પચીશી.

(જૈનહિતેચ્છુના સપ્ટેમ્બર ૧૯૦૨ના અંકમાંથી).

### દોહરો.

સત્‌ગુરૂ દેવ જીનેંદ્રને, વંદન વાર હજાર;
માફી નિજ તકસીરની, માગું છું આ વાર.

( જનુની જીવોરે ગોપીચંદની—એ દેશી )

દેવ ગુરૂ ને જૈન ધર્મની, શંકા ધરી મનમાંયજી;
સેવ્યા પચીશ મિથ્યા તને, શંશય ક્રિયા ફળ થાયજી.
માફી માગું હું એહની. ૧

જ્ઞાનીને જ્ઞાન નિંદા કરી, ખોટા ઝગડા વિવાદજી;
ભ્રષ્ટ કર્યા સમકિતથી, બોલ્યો મુની અપવાદજી. મા૦ ૨

સ્થાવર જંગમ જીવને, છેદન ભેદન મારજી;
અન્ન પાણી તસ રોકીયાં, દીધાં દુઃખ અપારજી. મા૦ ૩

અસત્ય વચન કુડી સાક્ષીઓ, કુડાં લેખ લખાયજી;
પરના મર્મ પ્રકાશીયા, થાપણ પર ઓળવાયજી. મા૦ ૪

કુડાં તોલા ને માપલા, અદત્ત લીધાં તજ દાનજી;
સાત કુવ્યસન સેવીયાં, ખણાવી ધાતુની ખાણજી. મા૦ ૫

રમણી શું મન મોહી રહ્યું, વિષય શું એક તારજી;
કામ કુચેષ્ટા કરી ઘણી, દુષ્ટ વાકય ઉચ્ચારજી. મા૦ ૬

તોડ્યાં વૃત લેઇ તોડાવીયાં, માર્યા સમુર્છિમ જીવજી;
ભીતી નહિ પરલોકની, કીધાં પાપ અતીવજી. મા૦ ૭

દોપદ–ચોપદ–મંદિરી, ભૂ–કંચન–ધન–ધાનજી;
કરી તૃષ્ણા એની ઘણી, રયણી દીન દુષ્ટ ધ્યાનજી. મા૦ ૮

ક્રોધે પરને સંતાપીયા, અભિમાન ન માતજી;
કપટ કરી પર વાંચીયા, કરી વિશ્વાસઘાતજી. મા૦ ૯

વન કટીને શર સુકવ્યાં, ભઠ્ઠી સકટ એ ધારજી;
વિષ–ગળી–લાખ–યંત્રના, શસ્ત્ર કરીઆ વેપારજી. મા૦ ૧૦

દંત–કેશને અંગ છેદતાં, પરજીવ કરતાં પોકારજી;
હીંસક જીવને પોષીયા, કરીઆ આરંભ અપારજી. મા૦ ૧૧

ધરણીના પેટ ફોડીયાં, ભક્ષાભક્ષ ન વિચારજી;
સર્જન–સુત–રમણી વિષે, ધર્યો પૂરણ પ્યારજી. મા૦ ૧૨

સુખસંપત્તિ જોઇ પરતણી, મનમાં કરી અદેખાઇજી;
દ્વેષ ધર્યો પર ઉપરે, અમિદ્રષ્ટિ ન કયાંયજી. મા૦ ૧૩

કલેશ કર્યો ને કરાવીઓ, પર સુખે દુઃખી થાયજી;
પર શીર નીજ દોષ નાંખીને, કુડાં આળ ચઢાયજી. મા૦ ૧૪

પર નીંદા પર ચુગલી, કરીઆ આપ વખાણજી;
ધર્મની વાત રૂચિ નહિ, દુષ્ટાચારની ખાણજી. મા૦ ૧૫

કપટ સહીત જુઠું બોલીને, ઠગીયા જીવ અપારજી;
ઉભય લોક ના ઇચ્છતો, પુદ્ગળી સુખપર પ્યારજી. મા૦ ૧૬

સમ ખાધા ગુરૂ દેવના, વિકથા પંચ પ્રમાદજી;
ગર્વ–સલ્ય–વિરાધના, દંડ–કષાય વિષવાદજી. મા૦ ૧૭

ધીવર–ચડીમાર–પારધી, અઘોવાઇ–માળાગારજી;
યમ–કોટવાલ ભવે દીધાં, પરજીવ દુઃખ અપારજી. મા૦ ૧૮

તનુ–અધિકરણ–વસુ–મંદીરો, સર્જન–કુટુંબ અનંતજી;
તજી ન મમતા ભવોભવે, પાતીક તેહ લગંતજી. મા૦ ૧૯

ગર્ભપાત કરાવિયા, પીધાં અણગળ નીરજી;
રયણી ભક્ષે–દાવાનળે, હરીયાં પરજીવ હીરજી. મા૦ ૨૦

મુળોત્તર-ગુણ ખંડીયા, ઇષ્ટ વિયોગ પડાયજી;
ચૌવિધ સંઘ સંતાપીઆ, પંખી પીંજરે ધરાયજી. મા૦ ૨૧

દાન દયા સમજ્યો નહિ, નીતિ ભક્તિ ન નેમજી;
હાં હાં અધર્મી જીવડો, કહો તરશે તે કેમજી. મા૦ ૨૨

સર્વ જીવોને ખમાવીને, વૈર વિરોધ નિવારજી;
મૈત્રીપણું સજ સર્વથી, જો જીવ તરવા વિચારજી. મા૦ ૨૩

અરિહંત-સિદ્ધ-સાધુ-ધર્મનાં, સરણાચાર ચિતારજી;
આલોયણા એહ વિધિએ, કરતાં ભવજળ પારજી. મા૦ ૨૪

રૂપનીધી બાણ સિદ્ધિએ, ભાદ્ર સુ છઠ્ઠ ભાનુવારજી;
હર્ષ ગુરૂના પ્રતાપથી, કહે રૂષી ગિરધારિજી. મા૦ ૨૫

## ૩ સંવત્સરીના ખમાસણાં.

( જૈનહિતેચ્છુ પુસ્તક ૧૧મું અંક ૫ માંથી. )

વિર દાદાનાં વચનો તણા, અવળા કીધાં મેં અર્થ;
યુક્તિ કરી મન વાળીયું, વય કીધા વ્યર્થ
તેમુજ મિચ્છામિ દુક્કડં ૧

સાધુએ શીક્ષા કીધી ઘણી, ત્રણસેં સાઠે દીન;
પણ હું વજ્ર પત્થર બન્યો, થયો કાંઇ નવ ભિન્ન. તે૦ ૨

નામે ફક્ત શ્રાવક રહ્યો. કામા સાવજ ઘુંસ;
દીકરીનો લીધો દોકડો, તેણે પરણ્યો થઇ ખુશ. તે૦ ૩

ગાય ગધેડેથી ગયો, તિર્યંચથી પણ એજ;
એકેન્દ્રિ સમ થઇ રહ્યો, આશું જૈન વિવેક ? તે૦ ૪

આવી અપાસરે માનમાં, કીધી ઠેલા ઠેલ;
સમતા ઉડાડી સર્વની, ઉલટો કીધો મેલ. તે૦ ૫

જૈન થયો પણ વશ પડયો, પાંચે ઇન્દ્રિને હાથ;
તજવાનું મેં આદર્યું, આભે નાખી બાથ. તે૦ ૬

ધર્મનો મર્મ જાણ્યા વિના, નિંદા કીધી અપાર;
પર ધર્મની ટાપટીપમાં, મોહ્યો વાર હજાર. તે૦ ૭

શ્રદ્ધા વિના તપવ્રત કર્યાં, લાડુ લેવા ઇનામ;
જશ મોટાઇમાં મરી રહ્યો, ખોયું મોક્ષ ઇનામ. તે૦ ૮

મારે મમતે કજીયા વધ્યા, ઘર સંઘની માંય;
નિર્જીવ વાતને કારણે, ભેદ પાડ્યા જ્યાં ત્યાંય. તે૦ ૯

શ્રાવકનો ભવ ભોગવું, કોઈ પુર્વના પુણ્ય;
પણ મેં ફર્જ તણું કદી, ઉતાર્યું નવ રૂણ. તે૦ ૧૦
પુત્ર થઈ નવ સાચવ્યો, માત તાત વિવેક;
નારી લઇ નોખો થયો, દીધાં દુઃખ અનેક. તે૦ ૧૧
ભ્રાત થઇ મેં રોપીયા, કલેશ દ્વેષનાં બીજ;
બંધુમાં છેટા પડાવીયાં. શર્મે સમજ્યો નહીંજ. તે૦ ૧૨
નાથ થઇ નિર્લજપણે, માર્યો નારીને માર;
શાંતપણે શિખવ્યો નહી, ધર્માધર્મ વિચાર. તે૦ ૧૩

બાપ બન્યો પણ બાળની, લીધી નવ સંભાળ;
ધર્મ વિદ્યાના દાન વિણ, રાખ્યો બાળને બાળ. તે૦ ૧૪
સસરો થઇમેં પાપીએ, વહુની લુંટી લાજ;
ધોળામાં નાખી ધૂળમેં, ભર્યો પાપનો ભાર. તે૦ ૧૫

નોકર નિમકહરામ મેં, લીધી લાંચ હરામ;
શેઠનું કાઢયું સુડમેં, ધર્યું મહાજન નામ. તે૦ ૧૬
દેશી બની નવ દેશનું, કીધું કાંઇ કલ્યાણ;
દેશના દુશ્મનથી મળ્યો, સ્વાર્થે અંધ અજાણ. તે૦ ૧૭

દ્રોહી બની દેશ રાજની, બાજી બગાડી સર્વ;
રંક પ્રજા રખડાવીને, ઉલટું સમજાવ્યું સર્વ. તે૦ ૧૮

લવ મુજ સ્વારથ કારણે, રાજા રૈયત મધ્ય;
ભેદ પડાવ્યો ભુંડપ લઇ, મળશે નરક સદ્ય. તે૦ ૧૯

શિષ્ય બન્યો ગુરૂ રાજથી, કીધાં ગર્વ ગુમાન;
શિખ ન જ્ઞાન શ્રવણે સુણ્યા, રહ્યો છેક અજ્ઞાન. તે૦ ૨૦

આંખે થકી મેં કોઇ દીન, ન કર્યું ગુરૂ દર્શન;
વાંચ્યુ ન સૂત્ર કે શાસ્ત્ર કાંઇ, પ્રિયા માંહી પ્રસન્ન. તે૦ ૨૧

કાન દઇ કથની સુણી, પ્યારા પ્યારીનાં ગીત;
શાસ્ત્ર કથા સુણતાં મને, ઉંઘ આવી ખચિત. તે૦ ૨૨

પ્રભુ રસને ચાખ્યો નહીં, રસનાથી કોઇ વાર;
પ્રભુ કીર્તન ને સ્તવનમાં, સાચવાણું મુખ દ્વાર. તે૦ ૨૩

પુલ ગુલાબ અત્તર તણી, લીધી મ્હેં બહુ ગંધ;
સંત ચરણુની રજતણી, નવ લીધી સુગંધ. તે૦ ૨૪

કાયા કરી કુરબાન મેં, પર નારી પલંગ;
જપ તપ વ્રત નવ આદર્યા, સેવ્યો નવ સત્સંગ. તે૦ ૨૫

વેપારી થઇ મેં બહુ લખ્યાં, કુડાં નામાં ને લેખ;
તોલા માપાંને ત્રાજવા, લજવ્યો શ્રાવક ભેખ. તે૦ ૨૬

બોલું કંઇ ને ચાલું કંઇ, કરી માલમાં ભેળ;
ચોર લફંગા ને સાહ્ય દઉં, આ શું જૈન વિવેક? તે૦ ૨૭

નિચ સંગે ચડી સ્વાર્થને, સાધ્યો મારી શંક;
નરક ટીકીટ લીધી હાથમાં, ખોયું નવટાંક નાક- તે૦ ૨૮

હુકમ છતે ન બાંધી શકયો, ધર્મ ધંધાની પાળ;
રંક ગળે છરી વાવરી, કંઈક ઘાલ્યા કુચાલ. તે૦ ૨૯

વેઠ ને વેરા વધારીયા, નાચ્યો નીચને હાથ;
થોડા પૈસાને કારણે, ભરી નરકની બાથ. તે૦ ૩૦

પગ પણ વાંકા ચાલીયા, અવળા ચલાવ્યા હાથ;
અવળાઇમાં અથડાઇ મુવો, અંગ અઢારે વાંક. તે૦ ૩૧

બાળપણું ખોયું ખેલમાં, જોબન જોરૂ માંય;
ઘડપણમાં ડાહ્યો થયો, પણ ચાલે ન કાંય. તે૦ ૩૨

સ્ત્રી કરતી'તી ધર્મને, દેતી વિદ્યાદાન;
કુંચી હતી મુજ પાસ તે, અટકાવી કરી સાન. તે૦ ૩૩

લોભી થઇ મેં નવ કર્યો, શ્રાવકનો ઉધ્ધાર;
જૈનશાળા આદિ નિંદીને, ભર્યો પાપનો ભાર. તે૦ ૩૪

શ્રાવિકા લાભના કામમાં, કર્યો રોષ અપાર;
દેતા દાન મેં વારીયા, છુટું તે કેણીવાર. તે૦ ૩૫

દેખું નજરે દુઃખ પામતા, મારા બંધુ તિર્યંચ;
શક્તિ છતાં મડા ગાંઠ થઇ, દાન દીધું ન રંચ તે૦ ૩૬

ધન મારૂં તો ધર્યું રહ્યું, નાવ્યું સાથ લગાર;
તોય અટકાવ્યા પારણા, સંઘમાં કીધો ખાર. તે૦ ૩૭

ભુખે મરે મારા બંધુઓ, ધંધા વિણ લાચાર;
નજરે નિરાંતે નિહાળીઆ, ડગ્યો નવ તલભાર. તે૦ ૩૮

હું જમ્યે જગ સહુ જમ્યું, મારે ધન સ્થાને સ્થાન;
હું ઢાંકયો જગ ઢાંકીયું, હું જ્ઞાનીથી જ્ઞાન. તે૦ ૩૯

પેટી પટારા પુરણ ભર્યા, ધન ધાને ચિક્કાર;
પાછા વાળ્યા મુજ બંધુઓ, ઉલટો દઇ ધિક્કાર. તે૦ ૪૦

છટકવા છળ કરીને કહું, અંતરાઇ જોગ;
અંતરાઇ બિચારી શું કરે, મન મેલું એ રોગ. તે૦ ૪૧

અપંગ અનાથ પશુતણી, લીધી ન મેં સંભાળ;
અપંગ પશુ રખવાળને, ઉલટી દીધી ગાળ. તે૦ ૪૨

નરકખાના ઘર આંગણે, ખાળકુંડી ને કુંડ;
દુર્ગંધ દરદ વળી વધ્યા, ઝેરી જંતુના ઝુંડ. તે૦ ૪૩

જનની બની જણવે સુરી, બાકી સમજી ન કાંઇ;
સંતાનો વણસી કરે, કુખ લજવી કમાઇ. તે૦ ૪૪

વહુ બની મેં વર વશ કીધો, નખરે નચાવ્યો હમેશ;
સાસુ સસરા સંતાપીઆ, ભજવ્યો ડાકણ વેશ. તે૦ ૪૫

સાસુ બની હું પાપણી, વહુને દીધી ગાળ;
ઘરની બનાવી વૈંતરી, ન ગણી આપણી બાળ. તે૦ ૪૬

પાણી છાણી ને રાંધણું, આદિ જે ઘર કાજ;
વણ જોયે જીવ જમાડીયા, વધ્યું રોગનું રાજ. તે૦ ૪૭

સાધુ થઇ પેટ કારણે, પાળ્યો નવ આચાર;
વ્હેમે બધાને ભોળવ્યા, દરીએ બોળ્યું નાવ. તે૦ ૪૮

કીધો ન લવ ઉપદેશ શુભ, શ્રમ લઇ શાસ્ત્રાભ્યાસ;
કાંકે મોં માગ્યું મળે, બનતા સર્વે દાસ. તે૦ ૪૯

ગુરૂ થઇ બેઠો હોંસે કરી, કોટે ઘંટીનું પડ;
જ્ઞાન સમાધી નેવે મુકે, બુડયો બુડાડ્યા સર્વ. તે૦ ૫૦

જંગલની બુદ્ધિ ગણી, દીધો દોકડો ખંત;
અંધ શ્રદ્ધામાં ઉતરી ગયો, છેતર્યા ભગવંત. તે૦ ૫૧

પાપ કરૂં જાણી જોઇને, તેનો દોકડો નો'ય;
શિક્ષા મળે સરકારથી, ધર્મ ઢીલો કેમ હોય? તે૦ ૫૨

આજ પર્યુષણ તોય પણ, સંવત્સરી તોય;
ક્રોધ દ્રોહ છોડું નહી, છુટકારો શે હોય? તે૦ ૫૩

ભલે મોંમા અપવાસહો, ભલે સામાયક સોય;
ભલે પોષો પ્રતિક્રમણ હો, પણ મમત તો હોય. તે૦ ૫૪

ભવ પુરો થવા આવીયો, રહ્યો પાછલો પહોર;
તોય સમતા ન દીલમાં વસી, મમતા કરી ગઇ જોર. તે૦ ૫૫

ગુરૂજી હું તો હવે ગળગળો, આવ્યો આશ્રયે આજ;
કોમળ કરો મુજ કાળજું, ઉગારો મહરાજ. તે૦ ૫૬

ચાહે તો પાવો જડીબુટ્ટી, ચાહે દયો વનવાસ;
અંગ ઉપાંગ છે આપનાં, હું તો આપનો દાસ. તે૦ ૫૭

મિચ્છામી દુક્કડં કેતાગયાં, વર્ષો મુજ અનેક;
નાવી સરળતા મુજ અંગમાં, આતો અચરજ છેક. તે૦ ૫૮

અનુભવ કરી એ આતમા છોડ સઘળી કુટેવ;
ધીરે ધીરે સૌ સારૂં થશે, જિન દેવને સેવ. તે૦ ૫૯

'કસોજણુ' આખા વર્ષનું, રાખે જૈની ગર્થ;
ઉડાડે આઠે દીનમાં, કરે અન્ય મતિ અર્થ. તે૦ ૬૦

દેખે સુણે તેવું કહે, એ પર ધરશો ન રોષ;
કજીયા કઢાપા ઉખેળીએ, એમાં એનો શો દેષ. તે૦ ૬૧

કોમળ બને જો કાળજું, છુટે હાથથી ધન;
વધરાનો થાય વિનાશ તો, પર્યુષણ ધન્ય ધન્ય. તે૦ ૬૨

આવા અનર્થો થઈ ગયા, હવે ન કરૂં એક;
તો તો પર્યુષણ પર્વ છે, નહિંતર પળોજણ છેક. તે૦ ૬૩
ગાય શીખે ને સાંભળે, વરતે રાખી વિવેક;
પ્રાણજીવન તો જાણશે, પ્રભુજી શ્રાવક ભેખ. તે૦ ૬૪



# અમૃતબિન્દુ ૮ મું.

## છંદો-સ્તવનો વિગેરે.

### ૧ શ્રીમહાવીર સ્વામીનો છંદ.

ચોવીશમાં મહાવીર શુરવીર મહાધીર,
વાણી મીઠી ખાંડ ક્ષીર સિદ્ધાર્થનંદ હે.
નાગિણિસિ નારી જાણુ ઘટમાં વૈરાગ્ય આણુ,
યોગ લીઓ જગ ભાણુ ટાળ્યા મોહ ફંદ હે;
ચૌદ હજાર સંત તાર દિયા ભગવંત,
કર્મકો કિયો અંત, પામ્યા સુખ કંદ હે,
કહે મુનીચંદ્ર ભાણ સુણો હો વિવેકવાન,
મહાવીર કીયા ધ્યાન ઉપજે આણંદ હે.

### ૨ શ્રી શાંતિનાથ સ્વામીનો છંદ.

શારદા માય નમું શિરનામી, હું ગુણ ગાઉં ત્રિભુવન કે સ્વામી
શાંતિ શાંતિ જપે સબ કોઇ, તે ઘેર શાંતિ સદા સુખ હોઇ. ૧
શાંતિ જપિ જે કીજે કામ, સોહી કામ હોવે અભિરામ;
શાંતિ જપી પરદેશ સધાવે, તે કુશળે કમળા લેઈ આવે. ૨

ગર્ભથકી પ્રભુ મારી નિવારી, શાંતિજી નામ દીયો હિતકારી;
જે નર શાંતિ તણા ગુણ ગાવે, રૂદ્ધિ અચિંતી તે નર પાવે. ૩
જે નરકું પ્રભુ શાંતિ સહાઇ, તે નરકું કુછ આરતી નાહી;
જો કછું વંછે સોહીપૂરે, દુઃખ દારિદ્ર મિથ્યા મતિ ચૂરે. ૪
અલખ નિરંજન જ્યોત પ્રકાશી, ઘટઘટ અંતર કે પ્રભુવાસી;
સ્વામી સ્વરૂપ કહ્યું નવિ જાય, કહેતાં મુજમન અચરીજ થાય. ૫
ડારદીયે સબહી હથિયારા, જીત્યા મોહ તણા દળ સારા;
નારી તજી શિવ શું રંગ રાચ્યો, રાજ તજ્યો પણ સાહિબ સાચ્યો. ૬
મહાબળવંત કહી જે દેવા, કાયરકું શું એક હણેવા;
રૂદ્ધિ સબળ પ્રભુ પાસ લહીજે, ભિક્ષા આહારી નામ કહીજે. ૭
નિંદક પૂજકકું સમભાયક, પણ સેવકકું હે સુખ દાયક;
તજી પરિગ્રહ હુવા જગનાયક, નામ અતિથિ સવે સિદ્ધ લાયક. ૮
શત્રુ મિત્ર સમ ચિત ગણીજે, નામ દેવ અરીહંત ભણીજે;
સકળ જીવ હિતવંત કહીજે, સેવક જાણી મહાપદ દીજે. ૯
સાયર જેસા હોત ગંભીરા, દુષણ એક ન માંહે શરીરા;
મેરૂ અચળ જિમ અંતરજામી, પણ ન રહે પ્રભુ એકણ ઠામી. ૧૦

લોક કહે જિનજી સબ દેખે, પણ સુપનાંતર કબહુ ન પેખે;
રીસ વિના બાવીશ પરીસા, સેના જીતી તે જગદીશા. ૧૧

માન વિના જગ આણ મનાઈ, માયા વિના શિવશું લયલાઈ;
લોભ વિના ગુણ રાશિ ગ્રહીજે, ભિક્ષુ ભાવે ત્રિગડો સેવીજે. ૧૨

નિગ્રંથ પણે શિર છત્ર ધરાવે, નામ યતિ પણ ચમર ઢળાવે;
અભય દાન દાતા સુખ કારણ, આગળ ચક્ર ચાલે અરિદારણ. ૧૩

શ્રી જિનરાજ દયાળ ભણીજે, કર્મ સર્વકો મૂળ ખણીજે;
ચઉ વિહ સંઘહ તિરથ થાપે, લચ્છી ઘણી દેખે નવિ આપે. ૧૪

વિનયવંત ભગવંત કહાવે, નાહી કીસીકું શિશ નમાવે;
અકંચનકો બીરૂદ ધરાવે, પણ સોવન પદ પંકજ ઠાવે. ૧૫

રાગ નહિં પણ સેવક તારે, દ્વેષ નહી નિગુણા સંગવારે;
તજી આરંભ નિજ આતમ ધ્યાવે, શિવ રમણીકો સાથ ચલાવે. ૧૬

તેરો મહિમા અદભૂત કહીજે, તેરા ગુણકો પાર ન લીજે;
તું પ્રભુ સમરથ સાહેબ મેરા, હું મન મોહન સેવક તેરા. ૧૭

તુંરે ત્રિલોક તણો પ્રતિપાળ, હુંરે અનાથને તુંરે દયાળ;
તું શરણાગત રાખત ધીરા, તું પ્રભુ તારક હે વડવીર. ૧૮

તુંહિ સમોવડ ભાગજ પાયો, તો મેરો કાજ ચડયોરે સવાયો;
કર જોડી પ્રભુ વીનવું તમસું, કરો કૃપા જિનવરજી અમશું. ૧૯

જનમ મરણના ભય નિવારો, ભવસાગરથી પાર ઉતારો;
શ્રી હત્થિણાપુર મંડણ સોહે, ત્યાં શ્રી શાંતિ સદા મન મોહે. ૨૦

પદ્મસાગર ગુરૂ રાય પસાયા, શ્રીગુણ સાગર કહે મન ભાયા;
જે નર નારી એક ચિત ગાવે, તેમન વાંચ્છિત નિશ્ચે પાવે. ૨૧

## ૩ શ્રી ગૌતમ સ્વામીનો છંદ.

વીર જિણેશર કેરો શિષ્ય, ગૌતમ નામ જપો નિશ દિશ;
જો કીજે ગૌતમનું ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન. ૧

ગૌતમ નામે ગિરવર ચડે, મન વંછીત હેલા સંપડે;
ગૌતમ નામે નાવે રોગ, ગૌતમ નામે સર્વ સંજોગ. ૨

જે વૈરી વિરૂઆ વંકડા, તસ નામે નાવે ઢુંકડા;
ભૂત પ્રેત નવિ મંડે પ્રાણ, તે ગૌતમનાં કરૂં વખાણ. ૩

ગૌતમ નામે નિર્મળ કાય, ગૌતમ નામે વાધે આય;
ગૌતમ જિન શાસન શણગાર, ગૌતમ નામે જય જયકાર. ૪

શાળ દાળ સુરહા ઘૃત ગોળ, મન વાંછીત કાપડ તંબોળ;
ઘર સુઘરણી નિર્મળ ચિત્ત, ગૌતમ નામે પુત્ર વનિત. ૫

ગૌતમ ઉગ્યો અવિચળ ભાણ, ગૌતમ નામ જપો જગ જાણ;
મ્હોટાં મંદિર મેરૂ સમાન, ગૌતમ નામે સફળ વિહાણ. ૬

ઘર મંગળ ઘોડાની જોડ, વારૂ પહોંચે વાંછીત કોડ;
મહિયળ માને મોટા રાય, જો તૂઠે ગૌતમના પાય. ૭

ગૌતમ પ્રગમ્યા પાતક ટળે, ઉત્તમ નરની સંગત મળે;
ગૌતમ નામે નિર્મળ જ્ઞાન, ગૌતમ નામે વાધે વાન. ૮

પુણ્યવંત અવધારો સહુ, ગુરૂ ગૌતમના ગુણ છે બહુ;
કહે લાવણ્ય સમય કરજોડ, ગૌતમ તુઠે સંપતિ કોડ. ૯

## ૪ શ્રી ચિંતામણી પાર્શ્વનાથનો છંદ.

( દોહરા )

કલ્પવેલ ચીંતામણી, કામધેનું ગુણખાણ;
અલખ અગોચર અગમગતી, ચીદાનંદ ભગવાન. ૧

પરમ જયોતી પરમાત્મા, નીરાકાર કીરતાર;
નીર્ભય રૂપ જયોતી સરૂ, પુરણ બ્રહ્મ અપાર. ૨

અવીનાશી સાહેબ ધણી, ચીંતામણી શ્રી પાસ;
અરજ કરૂં કર જોડકે, પુરો વંછીત આશ. ૩
મન ચીંતીત આશા ફળે, સકળ સિધ્ધવે કામ;
ચીંતામણી કો જાપ જપ, ચીંતા હરે એ નામ. ૪
તુમ સમ મેરે કો નહી; ચીંતામણી ભગવાન;
ચેતનકી એહ વીનંતી, દીજે અનુભવ જ્ઞાન. ૫

( ચોપાઈ )

પ્રાણુત દેવ લોકથી આયે, જન્મ વણારસી નગરી પાયે;
અશ્વસેન કુળ મંડન સ્વામી, ત્રીહુ જગકે પ્રભુ અંતરજામી. ૬
વામા દેવી માતા કે જાયે, લંછન નાગપૂણી મણી પાએ;
શુભ કાયા નવ હાથ વખાણો, નીલ વરણ તનુ નીર્મળ જાણો. ૭
માનવ જક્ષ સેવે પ્રભુ પાય, પદમાવતી દેવી સુખદાય,
ઈંદ્ર ચંદ્ર પારસ ગુણ ગાવે, કલ્પવૃક્ષ ચીંતામણી પાવે. ૮
નિત સમરો ચીંતામણી સ્વામી, આશા પુરે અંતરજામી.
ધન ધન પારસ પુરીસાદાણી, તુમ સમ જગમે કો નહી નાણી. ૯

તુમારો નામ સદા સુખકારી, સુખ ઉપજે દુઃખ જાય વીસારી
ચેતનકો મન તુમારે પાસ, મન વંછીત પુરો પ્રભુ આશ. ૧૦

( દોહા )

ૐ ભગવંત ચીંતામણી, પાર્શ્વ પ્રભુ જીન રાય;
નમો નમો તુમ નામસે, રોગ શોગ મીટ જાય. ૧૧
વાત પીત્ત દુરે ટળે, કફ નહીં આવે પાસ;
ચીંતામણી કે નામસેં, મીટે શ્વાસ ઓર ખાસ. ૧૨
પ્રથમ દૂસરો તીસરો, તાવ ચોથીયો જાય;
શુળ બહોતેર દૂરે રહે, દાદર ખાજ ન રહાય. ૧૩
વીસ્ફોટક ગડ ગુંમડાં, કોઢ અઢારે દુર;
નેત્ર રોગ સબ પરીહરે, કંઢ માળ ચક ચુર. ૧૪
ચીંતામણી કે જાપસે, રોગ સોગ મીટ જાય;
ચેતન પાર્શ્વ નામકો, સમરો મન ચીત લાય. ૧૫

( ચોપાઈ )

મનશુદ્ધે સમરો ભગવાન, ભય ભંજન ચીંતામણી ધ્યાન;
ભૂતપ્રેત ભય જાવે દૂર, જાપ જપે સુખ સંપતિ પૂર. ૧૬

ડાકણુ સાકણુ વ્યંતર દેવ, ભય નહીં લાગે પારસ સેવ;
જળચર થળચર ઉરપર જીવ, ઉનકોભય નહીં સમરો પીવ ૧૭
વાઘ સિંહકો ભય નહી હોય, સર્પ ગોહ આવે નહી કોય;
વાટ ઘાટમેં રક્ષા કરે, ચીંતામણી ચીંતા સબ હરે. ૧૮
ટોણાં ટામણુ જાદુ કરે, તુમારો નામ લેતાં સબ ડરે;
ઠગ ફાંસીગર તસ્કર હોય, દ્વેષી દુષ્મન દુષ્ટજ હોય. ૧૯
ભય સબ ભાંગે તુમારે નામ, મન વંછિત પુરો સબ કામ;
ભય નીવારણુ પૂરે આશ, ચેતન જપ ચિંતામણિ પાસ. ૨૦

( દોહા )

ચીંતામણી કે નામસેં, સકળ સીધ્ધવે કામ;
રાજ રૂધ્ધી રમણી મળે, સુખ સંપતિ બહુ દામ. ૨૧
હય ગય રથ પાયક મળે, લક્ષ્મી કો નહી પાર;
પુત્ર કલત્ર મંગળ સદા, પાવે શીઘ્ર દરબાર. ૨૨
ચેતન ચીંતા હરણુકો, જાપ જપે તિન કાળ;
કર આંબિલ ખટ માસકો, ઉપજે મંગળ માળ. ૨૩
પારસનામ પ્રભાવથી, વાધે બળ બહુ જ્ઞાન;
મન વંછિત સુખ ઉપજે, નિત સમરો ભગવાન. ૨૪

સવંત્ અઢારા ઉપરે, સાડત્રિશકો પરિમાણ;
પોષ શુકલ દિન પંચમી, વાર શનિશ્વર જાણ. ૨૫

પઢે ગુણે જો ભાવ શું, સુણે સદા ચિત લાય;
ચેતન સંપતિ બહુ મળે, સમરો મન વચ કાય. ૨૬



## ૫ શ્રી મહાવીર સ્વામીનો છંદ.

શ્રી સિદ્ધારથ કુળ શણગાર. ત્રિસલા દેવી સુત જગ આધાર,
શોભે સુંદર સોવન વાન, શરણ તમારૂં શ્રી વર્દ્ધમાન. ૧

તુમ નામે લહિયે સંપદા, તુમનામે મન વંછીત મુદા;
તુમનામે લહિયે સનમાન, શરણ તમારૂં શ્રી વર્દ્ધમાન. ૨

દુર્જન દુષ્ટ વૈરી વીકરાળ, તુમ નામે નાસે તતકાળ;
તુમનામે દિન દિન કલ્યાણ, શરણ તમારૂં શ્રી વર્દ્ધમાન. ૩

તુમ નામે નાવે આપદા, ભૂત પ્રેત વ્યંતર નહી કદા;
રોગ શોગ ચીંતા નવીજાણ, શરણ તમારૂં શ્રી વર્દ્ધમાન. ૪

ગ્રહાદીક પીડા નવી કરે, નામ તમારૂં જે અનુસરે;
ધર્મસીંહ મુની ભાવ પ્રધાન, શરણ તમારૂં શ્રી વર્દ્ધમાન. ૫

# ૬ શ્રી સોળ સતિનો છંદ.

આદિનાથ આદે જિનવર વંદી, સફળ મનોરથ કીજીએ;
પ્રભાતે ઉઠી મંગળિક કામે, સોળ સતિના નામ લીજીએ. ૧
બાળ કુમારી જગ હિતકારી, બ્રાહ્મી ભરતની બેનડીએ;
ઘટઘટ વ્યાપક અક્ષર રૂપે, સોળ સતિમાં જે વડીએ. ૨
બાહુબળ ભગિની સતીય શિરોમણી, સુંદરી નામે રૂષભ સુતાએ;
અંક સ્વરૂપી ત્રિભુવન માંહે, જે અનોપમ ગુણ જુતાએ. ૩
ચંદન બાળા બાળપણેથી, શીયળવંતી શુદ્ધ શ્રાવિકાએ;
અડદના બાકુળા વીર પ્રતિ લાભ્યા, કેવળ લહી વ્રત ભાવિકાએ. ૪
ઉગ્રસેન ધુયા ધારિણી નદની, રાજેમતી નેમ વલ્લભાએ;
જોબન વેષે કામને જીત્યો, સંજમ લેઈ દેવ દુલ્લભાએ. ૫
પંચ ભરતારી પાંડવનારી, દ્રુપદ તનયા વખાણીએ;
એકસો આઠે ચીર પુરાણાં, શીયળ મહિમા તસજાણીએ. ૬
દશરથ નૃપની નારી નિરૂપમ, કૌશલ્યા કુળ ચંદ્રિકાએ;
શીયળ સલૂણી રામ જનેતા, પુણ્યવતી પ્રનાગીકાએ. ૭

કૌસંબિક ઠામે સંતાનિક નામે, રાજ્ય કરે રંગ રાજીયોએ;
તસ ઘર ઘરણી મૃગાવતી સતી, સુર ભુવને જશ ગાજીયોએ. ૮
સુળસા સાચી શીયળે ન કાચી, રાચી નહીં વિષયા રસેએ;
મુખડું જોતાં પાપ પલાએ, નામ લેતાં મન ઉલ્લાસેએ. ૯
રામ રઘુવંશી તેહની કામિની, જનક સુતા સીતાસતીએ;
જગ સહુ જાણે ધીજ કરંતા, અનળ શીતળ થયો શીયળથીએ. ૧૦
સુરનર વંદિત શીયળ અખંડિત, શીવા શીવપદ ગામનીએ;
જેહને નામે નીર્મળ થઈએ, બલીહારી તસ નામનીએ. ૧૧
કાચે તાંતણે ચાલણી બાંધી, કુપ થકી જળ કાઢીયુંએ;
કલંક ઉતારવા સતીય સુભદ્રા, ચંપા બાર ઉઘાડીયુંએ. ૧૨
હસ્તીનાગપુરે પાંડુરાયની, કુંતા નામની કામીનીએ;
પાંડવ માતા દસે દસારની, બ્હેન પતીવ્રતા પદ્મનીએ. ૧૩
શીળવતી નામે શીળવ્રત ધારીણી, ત્રિવીધે તેહને વંદીએએ;
નામ જપંતા પાતક જાએ, દરીસણે દુરીત નીકંદીએએ. ૧૪
નીષધા નગરી નળહ નરીંદની, દમયંતી તસ ગેહીનીએ;
સંકટ પડતાં શીયળજ રાખ્યું, ત્રીભુવન કીર્તી જેહનીએ. ૧૫

અનંગ અજીતા જગ જન પુજીતા, પુષ્ફચુલાને પ્રભાવતીએ;
વીશ્વ વીખ્યાતા કામને દમતા, સોળમી સતી પદમાવતીએ. ૧૬

વીરે ભાંખી શાસ્ત્રે સાખી, ઉદય રતન ભાખે મુદાએ;
વ્હાણું વાતા જે નર ભણશે, તે લેશે સુખ સંપદાએ. ૧૭

## ૭ સ્તુતિ. ( હરીગીત છંદ )

તુમ્હે તરણ તારણ દુઃખ નિવારણ, ભાવિક જીવ આરાધનં
શ્રી નાભીનંદન જગત વંદન, નમો સિદ્ધ નિરંજનં ૧

જગત ભુષણ વિગત દુષણ, પ્રણવ પ્રાણ નિરૂપકં;
ધ્યાન રૂપ અનેક ઉપમ, નમો સિધ્ધ નિરંજનં ૨

ગગન મંડળ મુક્તિ પદવી, સર્વ ઉર્ધ્વ નિવાસનં;
જ્ઞાન જ્યોતિ અનંત રાજે, નમો સિધ્ધ નિરંજનં. ૩

અજ્ઞાન નિદ્રા વિગત વેદન, દલિત મોહ નિરાયુષં;
નામ ગોત્ર નિરંત રાય, નમો સિધ્ધ નિરંજનં. ૪

વિકટ ક્રોધા માન યોધા, માયા લોભ વિસર્જનં;
રાગ દ્વેષ વિમર્દ અંકુર, નમો સિદ્ધ નિરંજનં. ૫

વિમળ કેવળ જ્ઞાન લોચન, ધ્યાન શુકલ સમીરિતં;
યોગીના તિગમ્ય રૂપં, નમો સિધ્ધ નિરંજનં. ૬

યોગ ને સમો સરણુ મુદ્રા, પરી પલ્ય કાસનં;
સર્વ દીસે તેજ રૂપં, નમો સિદ્ધ નિરંજનં. ૭

જગત જીન કે દાસ દાસી, તાસ આસ નિરાસનં;
ચંદ્ર રૂપે પરમાનંદ રૂપં, નમો સિદ્ધ નિરંજનં. ૮

સ્વ સમય સમકીત દ્રષ્ટી જિનકી, સોયે યોગી અયોગીકં;
દેખતામાં લીન હોવે, નમો સિધ્ધ નિરંજનં. ૯

તિર્થ સિદ્ધા અતિર્થ સિદ્ધા, ભેદ પંચ દશાધિકં;
સર્વ કર્મ વિમુક્ત ચૈતન, નમો સિધ્ધ નિરંજનં. ૧૦

ચંદ્ર સુર્ય દીપ મણીકી; જ્યોતિ તે ન ઉલંઘિતં;
તે જ્યોતીથી અપરમ જ્યોતિ, નમો સિદ્ધ નિરંજનં. ૧૧

એક માંહિ અનેક રાજે, અનેક માંહી એકકં;
એક અનેકકી નાંહિ સંખ્યા, નમો સિધ્ધ નિરંજનં. ૧૨

અજર અમર અલક્ષ અનંતર, નિરાકાર નિરંજનં;
પરિબ્રહ્મ જ્ઞાન અનંત દર્શન, નમો સિધ્ધ નિરજનં. ૧૩

અતુલ સુખકી લહેરમેં, પ્રભુ લીન રહે નિરંતરં;
ધર્મ ધ્યાનથી સિદ્ધ દર્શન, નમો સિધ્ધ નિરંજનં. ૧૪

ધ્યાન ધુપં મનઃ પુષ્પ, પંચેન્દ્રી હુતાશનં;
ક્ષમા જાપ સંતોષ પુજા, પુજો દેવ નિરંજનં. ૧૫

તુમ્હે મુક્તિ દાતા કર્મ ઘાતા, દીન જાણી દયા કરો;
સિધ્ધાર્થ નંદન જગત વંદન, માહાવીર જીનેશ્વરં ૧૬

## ૮ શ્રી વીર-વાણી.

### ( સવૈયા )

વીર હેમાચલસે નિકસી, ગુરૂ ગૌતમ કે શ્રુત કુંડ ઢરી હૈ!
મોહ મહાચલ ભેદ ચલી, જગકી જડતા સબ દૂર કરી હૈ!
જ્ઞાન પયોદધિ માંહિરલી, બહુ ભંગ તરંગ નસે ઉછરી હૈ!
તાસુ વિશારદ ગંગનદી, પ્રથમેં અંજલી નિજ શિશ ધરી હૈ. ॥૧॥

જ્ઞાન સુનીર ભરી સરિતા, સુરધેનું પ્રમોદ જ્યોં ક્ષીર નિધાની!
કર્મકી વ્યાધિ હરંત સદા, અંગ મેલ હરંત શિવા કરમાની!
જૈન સિદ્ધાંતકી જ્યોતિ ખરી, સુર વૃક્ષ સમાન મહાસુખ દાની!
લોક અલોક પ્રકાશ ભયે, મુનીરાજ બખાણત હૈ જિનવાની. ॥૨॥

શોભત દેવ વિષે મઘવા, ઉડુ વૃંદ વિષે મંગળકારી !
ભૂપ સમૂહ વિષે ભરતેશ્વર, કેશવ યોધ વિષે મનુહારી !
નાગનમેં ધરણેંદ્ર વડો, ચમરેંદ્ર અસુરનમેં અધિકારી !
યૂંજિન શાશન સંઘ વિષે, મુનિરાજ દીપે શ્રૃત જ્ઞાન ભંડારી. ॥૩॥

( મનહર છંદ )

કૈસે કરી કેતકી, કણેર એક ક્હ્યો જાત,
આક દૂધ ગાય દૂધ, અંતર ઘણેરો હે !
પીરી હોત તરેરી પણ, હુંસ કરે કંચનકી,
કહા કાગ વણી કહા, કોયલકી ટેરી હે !!
કહા ભાનૂ તેજ ભયો, આગીયોં વિચારો કહા,
પુનમકો અજવાલો કહા, અમાવસ અંધેરો હે !
પક્ષ છોડ પારખી, નિહાલ દેખ નીકા કર,
રાગી વ નિરાગી વેણુ, અંતર ઘણેરો હે. ॥૪॥
વીતરાગ વાણી સાચી, મુક્તિકી નિશાની યેહ,
સુકૃતકી ખાની જ્ઞાની, આપ મુખ વખાણી હે !
ઇણકું અરાધ કર, તરિયા હે અનંત જીવ,

સોહી જહાજ જાણુ, શ્રદ્ધા મન આણી હે!!
શ્રદ્ધા હે સાર ધાર, શ્રદ્ધા હિસે ખેવો પાર,
શ્રદ્ધા બિન જીવ ખ્વાર, નિશ્ચે કર માની હે!
વાણી તો ઘણેરી પણ, વીતરાગ તુલ્ય નાંહીં,
ઇણકે સિવાય ઔર, છોરા જૈસી કહાની હે. ॥૫॥

## ૯ ચોવીશ જિન આરતી.

જય મુકિત દાતા, પ્રભુ જય મુકિત દાતા;
તુંજને વંદન કરીએ, તુંજને વંદન કરીએ;
ગુણ તારા ગાતા, જય દેવ જય દેવ. (એ ટેક)

આદીનાથ અજીત, સંભવ સુખકારી પ્રભુ સંભવ૦
કષ્ટ હમારાં કાપો, હે ભવ ભય હારી. જયદેવ ૧

અભિનંદન સુમતિ, પદ્મ તું મુજ પ્યારો પ્રભુ પદ્મ૦
સુપાર્શ્વ ચંદ્ર સુબુદ્ધિ, શિતળ ભવ તારો. જય૦ ૨

શ્રેયાંસ વાસુ વિમળ, અનંત ગુણ ભરીયા પ્રભુ૦
કષ્ટ ભવોના કાપી, શિવ રમણી વરીયા. જય૦ ૩

ધર્મ ધુરંધર નાથ, આપ વસ્યા મુકિત પ્રભુ૦
શાંતીનાથ સુણો શ્રવણે, દાસ તણી યુકિત. જય૦ ૪

કુંથુ નાથ કોડે, કાઢ્ય કુવનમાંથી પ્રભુ૦
અરમલ્લિને પ્રણમું, તારો કર સાથી. જય૦ ૫

મુનિ સુવ્રત મહારાજ, અગણિત મુજ સ્વામી પ્રભુ૦
વંદુ શિર હું નામી, તાર અંતરજામી. જય૦ ૬

નેમિનાથ ભગવાન, ભાવ ધરી ભાળો પ્રભુ૦
નિર્મળ નેમ નગીના, દુઃખ સર્વે ટાળો. જય૦ ૭

પાર્શ્વ પર્મ કૃપાળ, જન પાલણહારો પ્રભુ૦
વર્ધમાન જિન વંદુ, ભવજળથી તારો. જય૦ ૮

ચોવીશ જીન ભકિત, ભાવ ધરી કરશે પ્રભુ૦
જન્મમરણ દુઃખ ટાળી, મુકિતને વરશે. જય૦ ૯

નમી તુજને કહે નેમ, નાથ તું છે મહારો પ્રભુ૦
જૈન પ્રવર્તક મંડળ, શાસન સહુ તાહરો. જય૦ ૧૦



## ૧૦ શ્રીચતારી મંગલં.

શ્રી શ્રી ચતારી મંગલં! અરિહંતા મંગલં! સિદ્ધા મંગલં! સાહુ મંગલં! કેવળી પન્નતો ધમ્મો મંગલં! ચતારિ લોગુત્તમા! અરિહંતા લોગુત્તમા! સિધ્ધા લોગુત્તમા! સાહુ લોગુત્તમા! કેવળી પન્નતો ધમ્મો લોગુત્તમા! ચતારિ શરણું પવ્વજ્જામી! અરિહંતા શરણું પવ્વજ્જામી! સિદ્ધા શરણું પવ્વજ્જામી! સાહુ શરણું પવ્વજ્જામી! કેવળી પન્નતો ધમ્મો શરણું પવ્વજ્જામી!! ચાર મંગલિક ચાર ઉત્તમ ચાર શરણા કરે જેહ! ભવસાગરમાં ન બુડે તેહ!! સકળ કર્મનો આણે અંત! મોક્ષ તણા સુખ લહે અનંત!! ભાવ ધરીને જે ગુણ ગાય! તે જીવ તરીને મુગતે જાય!! સંસાર માંહિ શરણાચાર! અવર શરણ નહિં કોય!! જે નરનારી આદરે! તેને અક્ષય અવિચળ પદ હોય!! અંગુષ્ટે અમૃત વસે! લબ્ધિ તણા ભંડાર!! ગુરૂ ગૌતમને સમરીએ! તે મન વંછીત ફળ દાતાર. !!

## ૧૧ ઉપદેશક દોહા.

દયા સુખની વેલડી, દયા સુખની ખાણ;
અનંત જીવ મુગતે ગયા, દયા તણા ફળ જાણ. ૧

હીંસા દુઃખની વેલડી, હીંસા દુઃખની ખાણ;
અનંત જીવ નરકે ગયા; હીંસા તણાં ફળ જાણ. ૨

ચેતોરે ભવ પ્રાણીયા, એ સંસાર અસાર;
થીરતા કોઈ દીસે નહી, ધન જોબન પરીવાર. ૩

ધર્મ કરો તમે પ્રાણીયા, ધર્મથકી સુખ હોય;
ધર્મ કરંતા જીવને, દુઃખીયા ન દીઠા કોય. ૪

જીવદયા પાળી સહી, પાળી છે છકાય;
વસ્તા ઘરનો પ્રાહુણો, મીઠાં ભોજન ખાય. ૫

જીવદયા પાળી નહીં, પાળી નહીં છકાય;
સુના ઘરનો પ્રાહુણો, જેમ આવ્યો તેમ જાય. ૬

રત્ન પડયું છે બજારમાં, રહ્યો ગરદ લપટાય;
મુરખ જાણે કાંકરો, ચતુરે લીયો ઉઠાય. ૭

ચૌટા કેરી બજાર મેં, લાંબા પાંન ખજુર;
ચડે તો ચાખે પ્રેમરસ, પડે તો ચકનાચુર. ૮

એ શીખામણ સાચી કહી, સર્વને હીત કાર;
કાંઇક દયા-કરૂણા રાખજો, તમો સાંભળ્યાનો પરીમાણ. ૯

ખરો મારગ વીતરાગનો, સુક્ષ્મ જેના ભેદ;
શ્રદ્ધા હોય તે સરદ્દજો, મનમાં રાખી ઉમેદ. ૧૦

ડગાવ્યા ડગજો મતી, નિશ્ચળ રાખજો મન;
હીંસાથી રહેજ્યો વેગળા, કહેવાસો ધન ધન. ૧૧

ઢીલ ન કીજે ધર્મની, તપ જપ લીજે લુંટ;
જેશી શીશી કાચકી, જાય પલકમેં ફુટ. ૧૨

દુઃખમ આરો પંચમો, નિશ્ચળ રાખજો મન.
થોડામાં નફો ઘણો; જેમ કુંડા માંહિ રતન. ૧૩

સાધુ ચંદન બાવના, શીતળ જાકો અંગ;
લેહેર ઉતારે ભુજંગકી, દે દે જ્ઞાનકો રંગ. ૧૪

સાધુ બડે પરમારથી, મોટો જીનકો મન;
ભર ભર મુષ્ટિ દેત હે, ધર્મ રૂપી યો ધન. ૧૫

હળુ કરમી જીવને, રૂચે એ ઉપદેશ;
ખરો મારગ વીતરાગનો, જેમાં કુડ નહીં લવલેશ ૧૬



## ૧૨ વ્યાખ્યાન ઉઠયા પછી બોલવાનું પદ.

ષડદ્રવ્ય જહાંમેં કહ્યો ભિનભિન આગમ સુણુત વખાણ,
પંચાસ્તિ કાયા નવ પદારથ પંચ ભાખ્યા જ્ઞાન;
ચારિત્ર તેરે કહ્યા જિનવર જ્ઞાન દરશન પ્રધાન,
જો શાસ્ત્ર નિત સુણો ભવિયણ આણ શુદ્ધ મન જ્ઞાન. ૧

ચોવીશ તીર્થંકર લોકમાંહી તારણ જહાજ સમાન,
નવ વાસુ નવ પ્રતિવાસુ દેવા, બારે ચક્રવર્તિ જાણ;
બલદેવ નવ સબ હુવા ત્રેસઠ ઘણા ગુણારી ખાણ;
જો શાસ્ત્ર નિત સુણો ભવિયણ આણ શુદ્ધ મન જ્ઞાન. ૨

ચાર દેશના દિધી જિનવર કીયો પર ઉપગાર;
પંચ આણુંવ્રત ચાર શિક્ષા તીન ગુણ વ્રત ધાર;
પંચ [illegible]સંવર જીનેશ ભાખ્યા દયા ધર્મ નિધાન,
જો શાસ્ત્ર નિત સુણો ભવિયણ આણ શુદ્ધ મન જ્ઞાન. ૩

અવર કહાં લગ કરૂં વર્ણન તીન લોક પ્રમાન,
સુણુત પાપ પુલાય જાવે થાય પદ નિરવાન;
દેવ વિમાનિક માંહી પદવી કહી પંચ પ્રધાન,
જો શાસ્ત્ર નિત સુણો ભવિયણ આણ શુદ્ધ મન જ્ઞાન. ૪

## ૧૩ આઠ મદ. (દોહરા)

સુખદાયક ચીજ પામીને, દુઃખ ખાડે લઇ જાય;
ઓળખ બંધુ! એહને, અષ્ટ મદ પુણ્ય ખાય. ૧

જ્ઞાતિના અભિમાનથી, ઉંચપણું પલટાય;
જનમ્યા જઇ ચંડાળ ગૃહ, મેતારજ મુનીરાય. ૨

મરિચિ ભવ ત્રીજે કરી, કુળ મદ કેરી ભૂલ;
તેહ પ્રભાવે ઉપજીયા, વીરજી ભીક્ષુક કૂળ. ૩

મુજ બળ સમ જગ કો નહિ, એમ ન ધરવો ગર્વ;
શ્રેણિક દુર્યોધન જુઓ! માન ગુમાવ્યું સર્વ. ૪

શરીર સુંદર પામીને, ગર્વ કર્યે નીજરૂપ;
પલટયું રૂપ મહારોગથી, સનંત ચક્રી ભૂપ. ૫

તપમાં સર્વ શિરોમણી, હું છું જગમાં નાર;
એહ મદે દ્રુપદી હરી, પદમોત્તર નિરધાર. ૬

દીપકથી અંધકાર જ્યમ, જ્ઞાન થકી અભિમાન;
જ્ઞાન મદે સ્થુલી ભદ્રને, પૂર્ણ ન જ્ઞાન પ્રમાણ. ૭

કરવો નહિ મદ લાભનો, કરતાં લાભ વિનાશ;
અષાઢ ભૂતિ અણુગારજી, પડિયા નટને પાસ. ૮

સૈન્યાદિ મળવે થકે, ઐશ્વર્ય મદ કરે જેહ;
રાવણ રણ મધ્યે મુઓ, દુઃખ પામી અતિ દેહ. ૯

આ લોકે પરલોકમાં, અષ્ટ મદ દુઃખકાર;
'મણી' મુનીની શીખ આ, સુખ ચહે, મદ છાંડનાર. ૧૦



## ૧૪ પાંચ ગતિમાં જીવ શા શા કર્મે જાય છે?

### (અરણીક મુનીવર ચાલ્યા ગોચરી–એ દેશી)

આરંભ કરતાંરે જીવ શંકે નહિ, મદ માંસનો કરે આહારજી;
ઘાત કરેરે પંચેન્દ્રિય જીવની, ધન-મેળાણ તૃષ્ણા અપારજી;
એ ચારે પ્રકારે રે જીવ જાય નર્કમાં. ૧

કુડ-કપટ ને કુડ-માયા કરે, બોલે મુસા વાયજી;
કુડાં તોલારે કુડાં માપલાં, ખોટા લેખ લખાયજી;
એ ચારે પ્રકારે રે જીવ જાય તિર્યંચમાં. ૨

સરલ સ્વભાવિક ભદ્રિક પ્રણામથી, વિનય તણા ગુણ આવેજી;
દયા ભાવ રે રાખે દીલમાં, મત્સર નાહિ ઘટ માંહેજી;
એ ચારે પ્રકારે રે જીવ જાય મનુષ્યમાં. ૩

સરાગપણે પાળે સાધુ પણું, શ્રાવકના વ્રત બારોજી;
અજ્ઞાન કષ્ટ અકામ નિર્જરા, તિણશું સુર અવતારોજી;
એ ચારે પ્રકારે રે જીવ જાય દેવમાં. ૪

જ્ઞાનથી જાણેરે જીવ અજીવને, શ્રદ્ધાએ સમકિત આવેજી;
ચારિત્રથી રોકેરે નવા કર્મ આવતાં, તપે પૂર્વના કર્મ ખપાવેજી;
એ ચારે પ્રકારે રે જીવ જાય મોક્ષમાં. ૫

## ૧૫ મૃગ અને મૃગજળ.

સુંદર મૃગલાં મૃગજળ જુઠું આ સહુ ધારજેરે;
રાચ્યો એહ પરે પણ ચેત અભાગી ન હારજેરે. ધૃવ.

ગ્રીષ્મ તણા મધ્યાન્હ સમયમાં,
કંઠ સુકાય તૃષાથી ઉભયનાં;
દેખે પણ નવ તરસ છીપે મન વારજે રે —સુંદર. ૧

ભ્રમણા જળનો જળનિધી દેખી;
ફોગટ શું ધારે મન શેખી;
અધવશ આશાએ તોડે સંભાળજેરે –સુંદર. ૧

નહિ ત્હારૂં એ તું નહિ એનો,
મિથ્યા મોહ ધરે શું ત્હેનો;
એ જીવ લેણુ તણો તું પ્રેમ વિદારજે રે. –સુંદર. ૩

ચેત અશ્વાસત પરખી અભાગી,
નજર તું કર ચોગમ ફરી જાગી;
બની 'સુભાગી' જીવ, પ્રભુ! નાવથી તારજેરે. –સુંદર. ૪

## ૧૬ સ્વારથની છે સગાઈ.

( દેખો દૈવરે એ દીન અમનેરે દીધા–એ દેશી. )

શ્યાણા સુણજો રે, સ્વારથની છે સગાઈ;
કામ પડે સૌ થાય પોતાનાં; બીન કામે વીરચાઈ;
માત પીતા સુત ભ્રાતા ભગીની, જામાતાને ભોજાઈરે શ્યા. ૧

ભરત બાહુબળ સગાભાઈ, માંડી મોટી લઢાઈ;
લોહી તણી તો નીક ચલાવી, દેખો ભ્રાત ભલાઈરે શ્યા. ૨

કામે લોભાણી ચુલણી રાણી, લાખા ઘર બનવાઇ;
બ્રહ્મદત્તને દઇ ઉતારો, દીધો મહેલ જલાઇરે. શ્યા. ૩
સુરી કંતાપર પ્રેમજ પ્રોઢો, પરદેશીને અધીકાઇ;
સ્વારથ ન સરતાં ઝેર દઇને, દીધો પાર પહોંચાઇરે. શ્યા. ૪
રાજ્યને કારણુ શ્રેણિક રાયને, કાષ્ટ પિંજરમે ઢાઇ;
કોણીકા પુત્રે હેતજ પોંખ્યું, જુઓ પુત્ર વડાઇરે. શ્યા. ૫
કનકરથ રાજા રાજ્યને લોભે, પુત્ર અંગ છેદાઇ;
સોપુત્રને રાજ્ય ભ્રષ્ટ કીધાં, જુઓ તાત ભલાઇરે. શ્યા. ૬
સીંહરથ રાજાએ શ્યામાપ્રેમે, ચારસેં નવાણું બાળી;
માતપીતા પણ તેમના બાળ્યાં, એકજ ઘરમાં ઘાલીરે. શ્યા. ૭
મણીરથ રાજાએ ભોજાઇ કારણ, બંધવ નાંખ્યોરે મારી;
સતિને કાંઇ આંચ ન આવી, ગયો નરક દુવારીરે. શ્યા. ૮
અઢાર નાતરાં સગપણે ચાલ્યાં; જંબુ ચરિત્ર મોઝારી;
સગપણ ભાવ એવોજ વિચારી, છાંડો અથીર સંસારીરે.શ્યા. ૯
વિષય સુખનો લોભી લલિતાંગ, નૃપ–રાણી ઘેર પેઠો;
રાજા આવતો જાણી રાણીએ, નાંખ્યો સંડાસમાં હેઠોરે. શ્યા.૧૦

પરિગ્રહ કારણ સુરપિયાએ, બાપને દીધો સંહારી;
સંજમ લઇ સુજ્ઞાન પામીને, પહોંચ્યો શીવપુર દ્વારીરે. શ્યા. ૧૧
ક્ષણ માત્ર સુખ વિષયમાં, દુઃખ છે અપરંપારી;
અસ્થિર બાજી સંસારની ધારી, છોડો વિષય ધિક્કારીરે શ્યા. ૧૨
સવંત્ ઓગણી ચોપન સાલે, મયુર પુરી મોઝારી;
રહી ચોમાસું મુનિવર ચંદ્રે, જોડ કીધી સુખકારીરે. શ્યા. ૧૩

## ૧૭ ઉપદેશી સઝાય.

( રાગ ઠુમરી )

બિગરી કૌન સુધારે, નાથ બિન બિગરી કૌન સુધારેરે,
સાસન નાયક સબગુન લાયક, વીતરાગ જિનરાયારે;
દાયક ખાયક સમ્મત સુહંકર, તારક બિરૂદ ધરાયારે;
ભલા તારક બિરૂદ ધરાયારે, બિગરી૦ ૧
સાધ સરોષી હુવો ચંડ કોશી, પન્નગ પરમ દુઃખ દાઇરે
ડંક દિયો તબ પ્રભુ પ્રતિ બોધ્યો, દીયો સ્વર્ગ સુખ દાઇરે;
ભલા દિયો સ્વર્ગ સુખ દાઇરે, બિગરી૦ ૨
સતી સુકુમાળા ચંદન બાળા, પગમેં જડ દીયા તાળારે;

દીન દયાળા સંકટ ટાળ્યાં, કર દિયા ઝાક ઝમાળારે;
ભલા કર દીયા ઝાક ઝમાળારે; બિગરી૦ ૩

ઈંદ્રભૂતિ અન્ય મતમેલીને, જિનસેં બાદ મચાયારે;
મનકે સંશય મેટ દિયા તબ, ગણધર પદવી પાયારે;
ભલા ગણધર પદવી પાયારે, બિગરી ૪

મગધ દેશ નરનાથ નગીનો, નિયમ વ્રત વિહીનોરે;
શ્રેણિક નૃપકું નિજપદ દીનો, આપ બરાબર કીનોરે;
ભલા આપ બરાબર કીનોરે બિગરી૦ ૫

અર્જુન માળી કરત સંહારી, ષટ નર ને એક નારીરે;
પ્રભુ ઉપકારી કર્મ વિદારી, કર દિયો ખેવો પારીરે;
ભલા કર દિયો ખેવો પારીરે, બિગરી૦ ૬

સંયમસે ચળચિત ભયો તબ, પરભવ બાત સુનાઇરે;
મેઘ કુમારકો મન થિર કીનો, જાતિ સ્મરણ ઉપજાઇરે;
ભલા જાતિ સ્મરણ ઉપજાઇરે; બિગરી૦ ૭

આ જીવક મતમેં અધિકારી, કુંભકાર સકડાળોરે;
સ્વામિ સાન્નિધ્યે સમકિત પાયો, ત્યાગ દિયો ગોશાળોરે;
ભલા ત્યાગ દિયો ગોશાળોરે, બિગરી૦ ૮

ભયો દર્દૂર દર્શનકું વામી, નિજ પુષ્કરણી નંદોરે;
તિર્યંચ ભવ મેં તારયો પ્રભુજી, સુર હુવો સુખકંદોરે;
ભલા સુર હુવો સુખકંદોરે, બીગરી૦ ૯
શ્રેણીક નૃપઅરૂ ચેલણા રાણી, વીર વંદનકું આયારે;
અદ્દભુત રૂપ દંપતીકો દેખી, સંયમ ચીત્ત ચળાયારે;
ભલા સંયમ ચીત્ત ચળાયારે, બીગરી૦ ૧૦
શ્રમણ શ્રમાણીયે કીયા નીયાણા, તપ સંયમ ફળહારીરે;
કેવળ દીનકર સબ જન સુખકર, દીયા નીદાન નીવારીરે;
ભલા દીયા નીદાન નીવારીરે બીગરી૦ ૧૧
કયા તારીફ કરૂં સાહીબકી, સદ્દગુણ સાયર ભરીયારે;
ખોડીદાસ કરજોડી જંપે, જીવ અનંત ઉધ્ધરીયારે;
ભલા જીવ અનંત ઉધ્ધરીયારે, બિગરી૦ ૧૨

## અમૃતબિન્દુ ૯ મું.

### હિતકર વચનો. ( ચુંટણી )

૧

ઉત્તરાધ્યયન સુત્રમાં શ્રી પ્રભુજીએ શ્રી ગોતમ ૠષીને કહ્યું કેઃ–" સમયં ગોયમ મા પમાએ. " હે

ગોતમ ! સમય એટલે અવસર પામીને પ્રમાદ ન કરવો અથવા મેષાનુમેષમાં ચાલ્યા જતા અસંખ્યાતમા ભાગનો જે સમય કહેવાય છે તેટલો વખત પણ પ્રમાદ ન કરવો. કારણ દેહ ક્ષણભંગુર છે, મનુષ્યનું આયુષ્ય ડાભની અણી ઉપર પડેલા જળના બીંદુ જેવું છે; જેમ તે બિંદુને પડતાં વાર લાગતી નથી તેમ આ મનુષ્યાયુ જતાં વાર લાગતી નથી. કાળ શીકારી માથે ધનુષ્ય બાણ ચઢાવીને ઉભો છે, લીધો કે લેશે એવા પડઘા પડી રહ્યા છે; ત્યાં પ્રમાદથી ધર્મ કર્તવ્ય કરવું રહી જશે.

૨

અપ્પાચેવ દમેયવ્વો, અપ્પાહુ ખલુ દુદ્દમો;
અપ્પાદંતો સુહી હોઇ, અસ્સિલોએ પરત્થય. ૧૫

જો સુખની ઇચ્છા હોય તો આત્માનો દમન કરો, પરંતુ આત્માનું દમન કરવું દુષ્કર છે; અને આત્મ-દમન કરવા વાળો આલોક અને પરલોકમાં સુખી હોય છે; માટે આત્મદમન કરવું જરૂરનું છે. (ઉતરાધ્યયન)

૩

માયા નામની અગ્નિથી ચૌદ રાજ લોક પ્રજવલિત

છે, તે માયામાં જીવની બુદ્ધિ રાચી રહી છે, તેને લઇ જીવ પણ એ ત્રિવિધ તાપ-અગ્નિથી બળ્યા કરે છે. એ અગ્નિને ઓલવવા દયાના દરિયા અને કરૂણાના સાગર એવા શ્રી પ્રભુજીના વચનામૃત-બોધની જરૂર છે; પરંતુ જીવના અપૂર્ણ પુણ્યને લીધે એ બોધ રૂપી શીતળ જળની પ્રાપ્તી દુર્લભ થઈ પડી છે.

૪

આપણી બધી મુશ્કેલીનું મુખ્ય કારણ, આખી લઢાઇનું ખરેખરૂં મધ્યબિન્દુ, તો અહંતા છે. ગમે તે પહેરવેશમાં તે છુપાયલી હોય ત્યાંથી શોધી કાઢીને તેને તો ખતમજ કરવી જોઇએ. તે વિવિધ સ્વાંગો-દેખાવો ધારણ કરે છે, અને જ્યાં સુધી એક પણ તાંતણો તેને વળગી રહેવાને મળી આવે છે ત્યાં સુધી અહંતા આપણને છોડતી નથી.

૫

દુઃખથી મુક્ત થવાને સર્વ જીવ ઇચ્છા રાખે છે, પરંતુ દુઃખ જેનાથી જન્મે છે. એવા રાગ, દ્વેષ અને અજ્ઞાનાદી દોષને તજ્યા સિવાય દુઃખથી મુકત થવું અસંભવિત છે.

૬

માતૃવત્ પર દારાણિ, પર દ્રવ્યાણિ લોષ્ટવત્!
આત્મવત્ સર્વ ભૂતાનિયઃ પસ્યતી સ પસ્યતી!!

તેજ જુએ છે-તેનેજ અંતર્ચક્ષુ છે કે જે પર દારાને માતા સમાન જુએ છે, પર દ્રવ્યને પથ્થર તુલ્ય જુએ છે, અને સર્વ પ્રાણીને પોતા સમાન જુએ છે.

મેરૂ નગસ્ય ન ભારા, ન ભારા સપ્ત સાગરા;
કૃતઘ્નસ્ય મહાભારા મહાભારા વીશ્વાસઘાતકા!!

(પૃથ્વીને) મેરૂ પર્વતનો ભાર નથી, તેમજ સાત સાગરનો પણ ભાર લાગતો નથી; માત્ર કૃતઘ્ન અને વીશ્વાસઘાતી મનુષ્યોનોજ મહાભાર છે.

૮

( મનહર )

રૂડો 'મનુ-ભવ' 'આર્યક્ષેત્ર" ને 'ઉત્તમકુળ'
'લક્ષ્મીતણી લ્હેર' 'લાંબુ આવખુ" પ્રમાણીએ;
'પાંચેન્દ્રિય પુરી' મળી 'શરીર નિરોગી' વળી,
'સમાગમ સાધુ તણા' જેથી શાસ્ત્ર સૂણીએ. ૧

'પ્રતીતિ ધરમ કેરી' 'ઇચ્છા તપ-સંયમની,'
એવી દશ જોગવાઇ, દુરલભ જાણીએ;
મળ્યાં જે સાહિત્ય સારાં, કરીયે ન તે અકારાં,
રૂડા ઉપયોગ વડે, આતમને તારીએ. ૨

૯

( સવૈયા )

દીપક દેખ પતંગ જલા, ઔર સ્વર શબ્દ સુણ મૃગ દુઃખદાઇ;
સુગંધ લેઇ મરા ભ્રમરા, ઔર રસકે કાજ મચ્છી વિરલાઇ;
કામકે કાજ ખુતા ગજરાજ, યહ પરપંચ મહા દુઃખદાઇ;
જો અમર પદ ચાહત હો, ઇન પાંચોંકોં વશ કીજેરે ભાઇ.

॥ ભુલચુકને માટે ક્ષમા માગું છું ॥

ઇતિ 'સફળ ઘડી' સંપુર્ણમ્